


## ધી મીલીયન ડોલર મીસ્ટ્રી



— ૐ —

ફરેબમાં ફસેલી

## ફ્લૉરેન્સ.



# દસ લાખનો દલ્લો

(હેરોલ્ડ મેકરોડની નવલ કથા ઉપરથી ઉતારેલી ફીલમ.)



૫૬૦૦૦ ફીટની

— નાહર સીરીઅલ. —

કવીન વીકટોરીઆ સીનેમા.

પોલીશ લેન, [illegible]-સુરત.

( શનીવાર તા૦ ૧૮ મી નવેમબરથી ચાલુ )



ચોપડીની કીંમત ફક્ત બે આના.





# માલેકો તરફના બે બોલ.



તે પાક કીરતારની કરમ બક્ષેસથી, અમારી એકથી અનેકવાર લાંબી સીરીયલ, પ્રજા સક્ષમ પ્રસંસા પામી રહી છે જેથી આકર્ષાઇ અમે થોડી રાહત લઇ, હાલમાં એક મોટી ફીલમનો, સાહસ ઉઠાવ્યો છે. જેનો દરેકે દરેક ભાગ, અતિમોહકતા, અતિ ચાનક આપનારો વધારે જુસ્સાદાર આરટીસટીક નમુનોજ છે. જેમાં પ્યારના, વેરના, માયાના, વફાદારીના, લુચ્ચાઇના, જાસુસીના, થાપબાજીના પાત્રો, વાહવાહ સાથ, પ્રજાને રાજી કરવા વગર રહેશેજ નહી, એ અમારી મુખ્ય આશા છે.

જયારે અમારી આગલી ફીલમોમાં, કાંઇને કાંઈ શોખ ઉપરાંત, બોધ આપવામાં, અમારી નેમ બર આવી છે ત્યારે હાલમાં, અમારી મુળ ગોઠવણુ, "પૈસા" માટે ચાનક રૂપ ચીત્ર, દોરવા ઉપર રાખી છે.

"પૈસો" એક બાજુથી જેટલું રૂડું કામ બજાવે છે, તેટલોજ બીજી બાજુથી, શું શું પ્રપંચ કરાવે છે, તેનો બોધ સાથ ચિત્રયુક્ત રચનાથી ભરપુર ભરેલા દેખાવ, અને બીના, આ અમારી ૫૬૦૦૦ ફીટની ફીલમ, નામે **"દશ લાખનો દલ્લો યાને ફરેબમાં ફસેલી ફલોરેન્સ"** પુરી પાડશે.

ખરી મહેનતથી મેળવેલા પૈસા, જયારે, તેના મેળવનારને ખરી ખંતથી રક્ષણુ કરતાં શીખવે છે, ત્યારે, આઇતા ઉપર કોઇતુ મારવા વાળાઓ, અછાડ અને પછાડ કરી, તે આઇતો દલ્લો ઓહીઆ કરવા પ્રપંચ રચે છે. અને ભપકાદાર ઠઠેરામાં કેવા, ભયભીત પ્રાક્રમો કરવા તેઓ તૈયાર છે, પણુ "જયાં સત ત્યાંજ પત" સાથે રહે છે. તેમ ગમે એવા દાવપેચ, ગમે એવી બાહોશી, નિર્થક રહી જાય છે. કારણુકે તેની નેમ જુઠ્ઠાઇ, તેમજ લબારી ઉપર આધાર રાખે છે.

સિનેમાની સુંદર રચનાથી, જોનાર વર્ગને, થોડે પૈસે, થોડા વખતમાં, ઘણીક નાદર ચીજો, ઘણુાક નાદર પ્રાક્રમો, જોવા અને મનન કરવાના મળતા રહે છે. એ બીનસુબેહ સાબેત થયેલી વાત છે. તે માટે "પૈસા" જે હાલ સઘળાઓ મેળવવા હોંશ કરે છે, તે કેવી રીતે મેળવવો, તથા ખોટી રીતે મેળવતાં કેવો હાલ થાય છે, તે આ અદભૂત ફીલમ જોવાથીજ ખાતરી થશે.

આ માટેજ, જયાં દુરની સગાઇ હોય છે, તે ઘણીજ નજદીકની હોય તેવી મતલબ રમાય છે.

વધુ ન લખતાં, ફક્ત એકજ બાબદ ઉપર લખવું રહે છે, તે એજ કે, અમારા કદરસનાસ તમાશબીનો, પોતે જાતે પધારી, આ ફીલમની નાદર રચના જોઈવળી, પોતાનું મત આપવાની ઉતાવળ ન કરતાં, ફીલમની છેવટ સુધીની રચના તપાસી, ખાતરી કરશે, તો અમોએ રાખેલી આશા ફળીભુત થયા વિના રહેશેજ નહી.

## પૈસા.

પૈસાનો આ ખેલ ભાઈ, જ્યાં ત્યાં તેનો મેલ છે,
પૈસા ખાતેર આ અવનીમાં, સઘળી ભેલમ ભેલ છે,
એથી મુરવત રહી નથી. સગાઈ, યા કાંઈ ભાઇની,
નથી ભા ને ભા સમ જોતું, ન લજ્જા રાખી માઈની.
હોય છતાં પણ વધતું ભાઈ, ત્યાં જો રેલા રેલ છે,
મતલબ માટે સંગ્રેહ આજુ, પણ સખત તેનું હેલ છે,
પ્રપંચ પાખંડ પૈસા માટે, હરસ્થાને એ પડયો દોર,
નીસબત આવે એમાં શું ભાઈ, તેનો કરશો કોઈબી ઘોર.
પૈસો જો પરમેશ્વર ભાસ, તો તે પરપોટો પહાડ છે,
રાખો આશા તેપર આછી, આખેર તમપર ધાડ છે,
આખેર બાળી તમને નાખે, તેતો માત્ર ખાર છે,
સદઉપયોગે ન લેવો, ન ત્યાં રૂડો સાર છે.
દ્રષ્ટિ પડતાં મોહિત પડોતો, તે તમ જીવનો "કાળ" છે,
વ્યવસ્થા જો ખોટી કીધી, તમપર જગની આલ છે,
મેળવો અંગનો પરસેવ ટાવી, તો તે મીઠો માલ છે,
એવી રીતે મેળવી કોડી, પ્રભુ નજરે એક "લાલ" છે.

"હરમીસ."



## પા ત્ર ક.

**ક્રેન**—"બ્લેક હનદરેદ," વાલી કાળાકર્મ કરતી ટોળીનો વડો. (તથા હારગ્રેવ જેણીને પરણ્યો હતો, તેણીનેએ પણ ચહાતો હતો.)

**પ્રીનસેસ પેરીગ્રાફ યાને ઓલગા**—ક્રેનની માશુક, તથા તેના કામની મુખ્ય ચાવી યાને મદદગાર.

**"સ્તેનલી હારગ્રેવ"**—કરોડોપતી તથા એક ભેદી બાહોશ અભિઆસી.

**જોન્સ**—તેનો વિશ્વાસુ નોકર. (બટલર.)

**નોરતન**—છાપાનો બાહોશ રીપોર્ટર તથ બ્લેક હનદરેદની ટોળીને હંફાવનાર બહાદુર જવાન.

**ફ્લોરેન્સ**—હારગ્રેવની બેટી.

**ફ્લો સોસન**—તેણીની ખાસ દાસી.

**વરૂન**—ક્રેનનો મુખ્ય હાથ.

**આંખની અંધારી તથા કાળો બુરખો**—તે બ્લેક હનદરેદની છુપી નિશાણી હતી.

**બ્લેક હનદરેદ**—તે કાળાકર્મ કરનારાઓની ટોળીનું મકાન.

**ક્વીન્ત પેરોફ**—બ્લેક હનદરેદની વડી રસીયન ટોળીનો પ્રતિનીધિ.

# પ્રકરણ પહેલું.



## કીલ રાત્રીનું એક ભેદી કામ.

કીલ કાલી રાતે, "ન્યુજરસી," નામના શેહેરમાંથી એક ગાડી સંભાળથી જતી હતી. અંદર બેઠેલા ઉતસાહી સખસના, ગમે એવા આગ્રહ છતાં, ગાડી ધીમેથીજ ચલાવવાની ફરજ પડી હતી. કારણકે રસ્તા, અંજાણ તથા કાળાસમાં ગરકાવ હતા, એકજ અચોકસ પગલું, અને તેનો ભય ચાખતો મુશકેલ થઇ પડે, એવું હતું.

"જરા જલદી!" અંદરથી સાદ આવ્યો.

"સાહેબ! હું જલદી હંકારી શકતો નથી. પણ અલ્લાહના સત ઉપર જ્યાં જાનવર ચાલે છે, તેમજ કરવા દઉં છું." ગાડીવાને જવાબ દીધો.

"ઠીક છે, જેમ ઘોડા જાયે, તેમજ જવા દે! હું ધારૂં છું કે, હવે ઘણા દુર હશે નહી." અંદરથી શદ સંભળાયો.

ગાડીવાને લાઇટ બુજાવી હતી, અને ફકત થોડાક તારાઓથી અજવાળુ હતું, પવંન સખત હતો, અને તેનું ગજુલગભગ ગુંગળાતું હતું. આખેર, ઝાડો માંહેથી, તેણે એક ધીમી બત્તી જોઈ. તેણે પોતાનો ચાબુક ફફડાવ્યો, અને ગાડીએ પોતાના બન્ને ચાક ઉપર એક જોંક લીધો. માંહે બેઠેલા સખસે, પોતાનું સમતોલપણું જાળવ્યું હતું, અને પોતાની સાથના બંડલને પોતાના હાથમાંજ રાખ્યું હતું. જોંક સમેત, અંદરના બેસનારે, પોતાનું માથું બહાર કાઢી કહ્યું કે "તેજ જગ્યા આવી છે. પણ નજદીક જતાં, બને તેમ ગાડીનો અવાજ બીલકુલ થોડો કરવો!"

ગાડીવાને તેમજ કર્યું અને, તે જગ્યા આગળ આવતાં, માંહે બેઠેલો સખસ કુદી પડયો. પેલુ બોચકુ હાથમાં લઈ, દરવાજા આગળ ગયો. ત્યાં થાંભલાની ઉપર નિશાણી જોઇ ખાતરી કીધી. કે જે જગ્યા, તે શોધતો હતો, તેજ હતી. "મીસ ફરલોસ પ્રાઈવેટ સ્કુલ."

તેના હાથમાનું બંડલ હીલવા લાગ્યું. તે સાથેજ, તેણે પડત પડેલો સલીઓ પકડયો, અને જોરથી ઠોકયું. અને પગથીઆ ઉપર, તે બોચકું મુકયુ અને ગાડીમાં તે પાછો બેસી ગયો.

"ચાલ હાંક"! તેણે ગાડીવાનને કહ્યું.

"ઠીક છે." જાણે આગગાડી હોય, તેવુ કાઇ, તે બરબડયો.

"તું શું ફરી આ જગ્યા શોધી શકશે, ગાડીવાન!" પેલા અંદર બેઠેલાએ પુછયું.

"સાહેબ, હજારો પૌંડની લાલચેબી હું કદિ હયાં, ફરીથી આવુ નહીં"

બારણુ બંધ થયું. ને સખશે, પોતાના કપાળનો પરસેવો નુછયો. અને શાહતનો એક દમ ખેંચ્યો, કારણકે, તે બોચકાના નીકાલ પછી. તેની છાતી ઉપરથી

ભાર ઓછો થયો એમ લાગ્યું, મનથી બરબડયો " કે, બાલપણાની બેવકુફીને લીધે આટલું દુ:ખ ? હવે કોઈ મ્હારા કાળજાને વીંધી શકશે નહી."

બંડલ મેલવામાં આવ્યુ, તે વખત પોણા દશનો હતો. સાડા નવ વાગે મીસ "સોસનફરલો," પોતાના સ્વાધીનના છોકરાંઓને તપાસી રહી હતી. તેવામાં તેણીએ અવાજ સાંભળ્યો હતો. સાંભળતાંજ, વમાસણ કરવા પડી, "કે મોડી રાતે કોણ હશે ? કોઇ મા બાપની બીમારી માટે, ખબર કરવા આવ્યું હોય !" એમ સમજી બારણું ઉઘાડયું અને બહાર જોયું પણ કોઇ દેખાયું નહી. કાન આગળ હાથ દઈ, શાંત રીતે સાંભળવા લાગી, તો દુરથી કાંઈ ગાડી જવાનો ખખડાત સાંભળ્યો. કોણ છે, કોણ છે એવા સાદ કાઢયા. પણ કોઈ હતુ? આખરે બારણુ બંધ કરતાં બંડલ નજરે પડયું. તેણી આગળ ગઇ ને જોયું તો, એક બચ્ચુ ! તેણીએ ઉંચકયુ, અર્ધ ગભરાટ, અરધ ખુશીમાં અંદર લઈ ગઈ. ખોલી જોયુ તો, અતિ ખુબસુરત બાળક ! પહેલાં લાગ્યુ, કે તેણીની નાની સ્કુલ માટે કાંઇ નિંદા થશે ! પણ તે વિચારને પડતો નાંખી, તેણીએ તેને વહાલથી ગળે ચાંપ્યું, ત્યારેજ તેણીને, બાળકના ગવન સાથે, એક પરબીડું બાંધેલુ દેખાયું. બાલકને મુકયુ. ને કાગળ વાંચ્યુ.

" આ બાળકનું નામ "ફ્લોરેન્સ ગ્રે" રાખજે. દર વર્ષે ઘણી નાદર રકમ મળશે. અને અઘાર વરષની ઉમરે, એને હું પાછી લઈ જઈશ. આ સાથ બીડેલી "અડધી બ્રેસલેટ" સાચવજે, તેથી હું ઓળખી શકીશ. આ બાળકની માવજત ઘણીજ માયાથી કરજો. અને હું છુપી રીતે ખબર કાઢીશ. "

પોતાની ન્યમીત જુસરીમાં આ ભેદી મતથી તેણીને ભય અને ખુશીમાં અચરતીજ લાગી હતી. પણ તે બાળક તરફ તેણીની લાગણી એવીતો માયાભરેલી બની ગઇ, કે તેણીએ ધાર્યું કે, "બઈ અથવા મરદ કદિબી આ બાળકને ભવિષ્યમાં નહીજ લેવા આવે તો સારૂ " !

બચ્ચું મોટું થયું. વર્ષે, વખતસર રકમ મળતી હતી. રેજીસ્ટર દુન્યાના ઘણા ભાગોમાંથી આવતું હતું. અને હમેશ અંદર "સંભાળ લેજો" એવો આગ્રહ થતો હતો.

સતર વરષ પસાર થયા. અને અઘાર વરસની "મીસ ફ્લોરેન્સને" કુશળ તાલીમ મળી હતી. જેમ તેણી મોટી થઇ, તેમ ઉંચ કુળની હોય એમજ માલમ પડતું ગયું. તેણી ઘણી સોહામણી હતી. પણ તેણી જેમ અઘાર વરષની થતી ગઇ, તેમ મીસ ફરલોને, તેણીથી જુદા પડવાની ચીંતા થતી ગઈ.

"કાકીજી! હું જયાં જવસ, ત્યાંથી તમોને હમેશ મળવા આવીશ" ફ્લોરેન્સ બોલતી હતી.

    

## ૫

રીવર ફ્રેલમાં "સ્ટેનલી હારગ્રેવ" નું ભપકા ભરેલું ઘર હતું. બહાર સાદુ પણ અંદરની રૈનક ઍારજ હતી. પુશતક ખાનુજ એકલું કીમતી હતુ, કે બસ નહિ! આનો માલેક, એક અભ્યાસી, તેમજ મુશાફરીમાં પાવરડો, ભેદી પુરૂશ હતો.

લાયબ્રેરીમાં તે ઉભો હતો, ને કાગળો તપાસતો હતો અને પછી, કાંઇ ના ખુશ ખ્યાલ આવતાં, ટોપી, ઓવરકોટ, લઇને સહેજ ભવા ચડાવી બહાર નિકળ્યો કે જ્યાં તેનો ખીદમતગાર ઉભો હતો.

"મને આવતાં વાર લાગશે, જોન્સ"! હારગ્રેવ બોલ્યો.

"વારૂ સાહેબ," જોન્સે જવાબ દીધો.

હારગ્રેવે ઘણીજ બારીકીથી જોન્સ તરફ જોયું. અને કાંઈ તપાસ કરતો હોય તેમ જોઈ. "તુને મારી નોકરીમાં કેટલા વરષ થયાં"? એમ પુછયું.

"ચૌદ વરષ સાહેબ," જોન્સે જવાબ દીધો.

"મને ત્હારૂં કોઈ દીવસે કામજ પડશે," હારગ્રેવ બોલ્યો.

"મ્હારી જીંદગી તમારીજ છે. સાહેબ"? જોન્સે જવાબ દીધો.

"તે હું જાણું છું, અને માનું છું," હારગ્રેવ બોલ્યો.

"તે માટે જરાભી શક નહી રાખવો?" જોન્સે જવાબ દીધો.

હારગ્રેવ ચીંતાના ભારમાં દબાયેલો દીસતો હતો, તેને પોતાને માટે જોડાયલી ગાડીમાં બેસતા વિચાર માંડી વાળ્યો, અને પગે ચાલી જવા વીચાર્યું. રાતનો પ્રકાશ, ચાલવાથી ગમત આવશે એમ માન્યું. અધાર વરષથયાં, પોતાના ઘરથી બહાર પડતાં, આસપાસ જોવાની ટેવ પડી હતી. તેની જે ચિંતા હતી તે સાધારણ માણુસને કચડે તેવી હતી. પણ હારગ્રેવ અસાધારણ માણુસ હતો તે કાંઇ, યા કોઇની ચોકશી રાખતો દેખાતો હતો. અરધો કલાક ફરી, તે, ટેક્ષીમાં બેઠો. આસપાસની ભભુકદાર રોશનીએ, તેને રાહત આપી નહી. ત્વેનતી થર્ડ સ્ટ્રીટથી કોલમબસ સરકલ સુધી તે ફર્યો અને ફોર્ટી સેકન્ડ સ્ટ્રીટની દક્ષીણે, ટેક્ષીને રૂખસદ આવી. એક ભપકાદાર રેસટુરામાં ગયો. નહીકે તે ભુખો હતો. પણ નવા ચહેરા અને મ્યુઝીક, જોવા સાંભલવાનો શોખી હતો. તે કોઇ દિવસે કલબ યા રેસટુરામાં જતો ન હતો. ફક્ત ઘણુામાં ઘણુ બે માસ, તે ન્યુયોર્કમાં રહેતો કોઈભી ઠેકાણે નહીજ જવાનો તેનો ઠરાવ હતો. પણ આજે તે ઠરાવ તોડયો હતો. પણ આ ઠેડાવ તોડયાથી, તેને જીંદગીભર પસ્તાવો થયો હતો.

તેજ રેસટુરામાં, એક બાનુ અને સખસ પણ આવ્યા. આ નવા આવનારા ઓ જાણીતા હતા, કારણ કે હેડવેટર તેઓ આગળ ગયો, અને સરસ જગ્યા ઉપર તેઓની ગોઠવણ કીધી. ગ્રહુસ્થ, ચપળ ચાલાક, તથા આસરે ચાલીસ, પચાસની વયનો હતો. તેની પડોશની બાનુ જુવાન ખુબસુરત અને આગ્રહી હતી અને ચાલચલગત તથા વાતચીત ઉપરથી તે પરદેશની લાગતી હતી,

તેઓ કોફી પીતા હતા, તેવામાં એક જુવાન તરફ પેલી બાઇએ, પોતાના સાથીનું ધ્યાન ખેચ્યું, તે તરફ જોતાંજ, પેલા શખસે, ખુશીથી નવા આવનાર તરફ ડોકું હલાવ્યું.

"કોણ છે ?" પેલીએ પુછયું.

"છાપાનો રીપોર્ટર છે. હું તમારી ઓળખ કરાઉં છું. કોઇ દીવસ એ ઘણો કામનો થઇ પડશે." એમ બોલી પેલાએ નવા આવનાર મી. નોરટનને આવકાર દીધો.

"મી. બરેન ! અલો, સાહેબ, કેમ છેઓ ?" એમ બોલતાં નોરટનની નજર પેલી બાઈ ઉપર પડી.

એવન, "પ્રીનસેસ પેરીશ્રાફ" છે, મી. નોરટન ! હું ધારૂં છું કે તમોને ઉતાવળ તો નહી હશે ? બ્રેન બોલ્યો.

"હમણા તો કાંઈજ નથી," નોરટને જવાબ દીધો.

આ જવાબથી તેઓ ખુશી થયા. તથા નોરટન તેઓ સાથ જોડાયો.

નોરટન, વાત કરતી વખતે પોતાનું ધ્યાન ધણી તરફ રાખતો હતો, તેણે બ્રેન માટે વિચાર્યું, કે તે બાહોશ હતો, જો કે તેનું ખરૂં નામ બ્રેનજ હતું એમ તે માનતો હતો તથા પરોસમાંની બાઈ માટે તે મનમાં અચ્છી નોંધ પણ લેતો હતો, તેટલામાં બ્રેન પણ તેની આરસીમાં પોતાની આંખો ઉંચી કરી કાંઇ જોતો હતો. તેઓની પાછળથી ગએલા એક પુરૂશ તરફ, બ્રેનની આંખો ટીકાઇ હતી અને વળી તેજ પુરૂશ સાથે, નોરટનને ઓળખથી હાથ કરતા પણ જોયા કે જે વેળા નોરટનના મોઢા ઉપર ખુશાલી પ્રગટેલી પણ દીઠી.

"તેવણુ કોણુ છે મી. નોરટન !" બ્રેને પુછ્યું.

"સ્ટેનલે હારગ્રેવ" હમારી મુલાકાત હોંગકોંગમાં થઈ હતી. આજેજ મેં એમને રાત્રીએ એમ જોયા છે. અજબ વિચીત્ર માણુસ છે. સીંહ સમાન બહાદુર પણ બીલકુલ મુંગો મંતર છે. નોરટને જવાબ દીધો.

"ઓહો, એક ચુનંદો અભિયાસી ! જાવો નોરટન એવણુને હયાં લાવો" એમ બોલતા, મી. બ્રેને પગથી, પ્રીન્સેસને ચેતાવી.

"એવણ ના કહેશે, એવણુ તો ભગત જેવા છે. નહી આવશે તો આપણુને નાખુશી લાગશે" નોરટન બોલ્યો.

"તમે કોશેશ કરો," પ્રીન્સેસે કહ્યું.

"મારી ખાતરી છે, કે ના પાડશે, પણ છતા, હું કોશેશ કરૂં છું પછી દીલગીર થતા ના ?" નોરટન જતા બોલ્યો.

"નોરટન ગયો સલામ કીધી, જેથી હારગ્રેવ ખુશી થયો. નોરટનને બેસવા કહ્યું, "કે મને તમારાજ જેવાનું કામ હતું."

"હું ધારૂં છું કે, તમો ત્યાં આવશો, અને એક અતિ ખુબસુરત બાનુ સાથે વાત કરશો !" નોરટન બોલ્યો.

"મારા જેવા બુઢ્ઢા માટે તે નકામું છે ! હારગ્રેવે જવાબ દીધો.

"હું નથી ધારતો ! મારા દોસ્તોએ તમારી હાજરી માંગી છે," નોરટન બોલ્યો "આ કેસમાં તમારો ન્યમ બાજુમાં રાખો." એમ બોલતા, નોરટને ફ્રેનના મગજ ઉપર કાંઈ આરસીમાંથી જોયું કે "હારગ્રેવને જોતાંજ તેણે એમ શા માટે કહ્યું હોય ?"

"મેં હ્યાં આવવામાંજ ભુલ કીધી, તમો જેવા રીપોર્ટરથી ચોંકીને ચાલવુંજ જોઈએ." હારગ્રેવ એમ કહી ત્યાં ગયો.

તેઓની ઓળખ કરાવી પણ નોરટન જોઇ શકયો, કે, તેઓ એક એકથી તદનજ અંજાણુ હતા, પછી તેઓ થોડીક વારમાં સાહેબ સલામ કરી છુટા પડયા.

બ્રેને ગાડીમાં બેસતાં નિસાસો નાંખ્યો. પ્રીન્સેસ "ઓલગાએ" પુછ્યું "શું છે ?" "પ્રીન્સેસ ઓલગા ! હું આજે વર્ષો થયાં રખડું છું. હજારો દેશો અને શહેરોમાં ફર્યો, કાંય ? આ માણસને જોવા. ખરેજ, આજનો ભાગ્યશાળી દીવસ કે નોરટનથી તે મલી ગયો. ચાલો ઓલગા હું તને તારા મકાન આગળ છોડી જાઉં છું" બ્રેન બોલ્યો.

શું આ "બ્લેક હનદરેદ"નો માણસ છે ? ઓલગાએ પુછ્યું.

જે "બ્લેક હનદરેદ" ને તજી ગયો તે ! જેના તરફથી હમારી આશા હતી, તે ! એના જેવા માણુસની અમારી "કાળા કરટુકી કામ કરનારી ટોળી" ને ઘણીજ જરૂર હતી.

પણ તેમાં તો એક બાઈ સામેલ હતી. પ્રીનસેસ ઓલગા બોલી.

"હા, તેમજ હતું, તેણી પણ તારા જેવી હુશીઆર અને ખુબસુરત હતી." બ્રને જવાબ દીધો.

"તમારી તારીફ માટે ઉપકાર માનું છું" ઓલગાએ જવાબ દીધો.

"પેલા લીલા પાનાના હારમાં સજ થઇ, તમો પરણીને ખુશી થઇ જવા માંગો છો, પણ તેવો સંસાર ફકત મહીના દીવસમાંજ આખરે આવી જાય," બ્રેન બોલ્યો

"મને લીલા પાનાનો હાર ઘણોજ ગમે છે" ઓલગા બોલી.

"ઘણા પુરાતન વખતમાં, તમારા વડવાઓ પુર્વના હશે, તેથીજ ! ચાલો હું કાલે મલીશ, સાહેબજી એમ કહી બ્રેન છુટો પડયો.

બ્રેન ગયો, ઓલગા તેને ચાહતી હતી. હજારો કાળાં કર્મ કરનાર, તરીકે જાણુવા છતાં ચાહતી હતી.

બ્રેને, પોતાના આંખો ઉપર કાળો બુરખો ચઢાવ્યો, અને બારણુાને ટકોરા માર્યા, બારણું ઉઘડયું, માંહે પેસતાંજ કેટલાક આસામીઓ તેની માફક આંખપર બુરખાથી સજ હતા.

આ લુચ્ચાઓ પોતાનું કામકાજ કરી, "બ્રેન" અને "વરૂન" શીવાય બધા ગયા.

"વરૂન ! અઢાર વર્ષનો પેલો કરોડપતી, મારા છટકામાંથી છટકેલો હારગરેવ મલ્યો" બ્રેન બોલ્યો.

"પણ છટકેલી બાઇ કદાચ જીવતી હોય, યા કોઇ કીલ્લામાં કેદ પડી હોય, પણ હવે તમારી શું સલાહ છે ?" વરૂને પુછ્યું.

તેઓએ મસલત કીધી તેમ મી. હારગ્રેવ પણ બીજીગમ ચોકઠું ગોઠવતાં હતા.

" હારગ્રેવે કેટલાક પત્રો લખ્યા. એક "સોસન ફરલો" પર હતું, જેમાં ફલોરેન્સને સુક્રવારે ન્યુયોર્કમાં અરધી બેસલેટ સાથ મોકલવા લખ્યું હતું પછી જોન્સને બોલાવી કહ્યું "જોન્સ ! હું પેલાઓથી જોવામાં આવ્યો છું માટે સંભાલની જરૂર છે. આ કાગળ પોસ્તમાં નાંખો, કોઈ જોય નહી."

હારગ્રેવ, દલગીર બેઠો, બચ્ચા માટે વીચાર કીધો, કારણ કે અઢાર વરસ સુધી તે બેટીને મળ્યો નહતો.

બીજે દીવસે "વીલીયમ ઓરટસ" નામના વમાનીને મળ્યો અને લાલચ આપી કાંઇ ગોઠવણ કીધી. હારગ્રેવ જમણો હાથ ડગલાના ગજવા ઉપર કાંઇ યંત્રપર હરદમ રાખતો હતો.

બીજી તરફ એક બાઈ તથા દાસી ન્યુયોર્ક જવા માટે ત્રેનપર ચઢયાં, આ ફલોરેન્સ અને સોસન હતાં. હારગ્રેવના બોલાવવાથી જતી હતી.

હારગ્રેવ ઘેર આવ્યો, તેને જોન્સે વગર સ્ટેમ્પનું કાગળ આપ્યું તેમાં "હારગ્રેવે જે પૈસા બેંકમાંથી ખેંચ્યાં હતા, તે એકદમ ચીઠી લખનારને ઠેકાણે મોકલી દેવા હુકમ થયો હતો, જે ન કરવાથી તેજ રાત્રે તેનો જાન લેવા ફરમાન થયું હતું."

"જોન્સ ! તે લુટારાઓને તેઓનું કામ કરતા, હજી એક કલાક છે, તમો આગલી ગમ જાવો." હારગ્રેવે હુકમ કીધો.

"સાહેબ લગભગ દશ બાર જણાં બહાર ભટકતાં ફરે છે." જોન્સ બોલ્યો, હા હું તૈયાર છું. પછી માસતર, તીજોરી આગળ ગયો, જોન્સ તેજ ઓરડામાં બહાર ઉભેલાઓને થાપ આપી બીજી ગમથી ગયો. એક કલાકે તેઓ બહાર નીકળ્યા, જે માટે બદમાશની ટોળીવાળાઓએ ખબર કીધી કે, હારગ્રેવ ઉપર ગયો છે" બીજાએ જવાબ આપ્યો "જવા દેવો !"

તેટલામાં છાપરા ઉપર કાંઇ અવાજ થયો અને વીમાનમાં બેસી કોઈ ઉડી ગયું, માણસો ઘરમાં દોડયા, લુચ્ચા જોન્સને બાંધ્યો, ઘરમાં સઘળું ઉલટ પાલટ કીધું, પણ કશું મળ્યું નહી.

તેટલામાં કોઈ બોલી ઉઠયું કે વીમાનને પનકચર કરી કોઇએ દરીઆમાં સા સાથે માણસને ડુબાવ્યા છે.

આ સાંભળી જે માણસને ખુરસી સાથ બાંધ્યો, તે હસ્તો દેખાયો. જે જોન્સ હતો.

## પ્રકરણ બીજું

## સુખીનો જમણો હાથ.

"મતલબ ખાતેર સગપણનો દાવો સંધાય છે,
એવા ખોટાં સ્નેહમાં, પ્રપંચ નવા બંધાય છે."

વરૂને, બાંધેલા સખસને, શેઠના પૈસા તથા વીલ, તથા બીજી બાબત માટે પુછયું, કે "તે કયાં છે? તથા બીજા કરોડો રૂપીઆ વીશે તમે શું જાણો છો?"

હું કશું જાણતો નથી સાહેબ, હું તો ફક્ત બટલર છું." પેલા બંધા ચલાએ જવાબ દીધો.

સઘળા ગયા પણ બંધાયલો જોન્સ ઘણીવાર બેસી રહયો, પછી અથાગ મહેનતે દાંતવતી ટેલીફોન પકડયો; અને ઘરમાં પોલીસે બોલાવી. પોલીસે આવી પુછયું "તમારા મોઢા ઉપર દાંચો નહી હતો, ત્યારે બુમ કેમ નહિ પાડી?"

"બદમાસોએ આસપાસથી સઘળાને નસાડયા હતા. માટે મારી બુમ સમજાઈ ન હોય." જોન્સે ખુલાશો કીધો.

પોલીસે પરપુછ કીધી, જેનો સાદો સાર જોન્સે સમજાવ્યો.

"તમે કાંઈ ગાડીનો, અથવા મોટારોનો અવાજ સાંભળ્યો"? પોલીસે પુછયું.

"નહીજી," જોન્સે જવાબ દીધો.

પછી આસપાસ નદી આગળ કાંઇ વીમાન પડયું હોય, તે માટે ચોકસી કરવા સઘળાને જણાવ્યું. અને હારગ્રેવ જીવતો હોય, એમ આશા રાખી, સઘળાઓ ગયા.

દજન રીપોર્ટરો, જોન્સને પુછવા આવ્યા, (પણ જે માણસની શોધમાં તેઓ હતા, તે તો સ્ટેશનના પ્લેટફોર્મ પર ફરતો હતો. પછી જોન્સને ત્યા બે બાઈઓ મળવા આવી. જોન્સને પુછયું, કે "કોણને માટે, તેઓ ખોટી હતા."

"હા હમો કોઇને માટે, પુછતા આવ્યા છૈયે ખરા !" ત્રીસ વરસની બાઇએ જવાબ દીધો. "અરધી બ્રેસલેટ"? જોન્સે ઈસારતથી કહયું.

"હા" તેઓને વીશ્વાસ આવ્યો, "ત્યારે તમે મારા બાવાજી?" ફલોરેન્સે પુછયું.

"નહીજી!" પછી બ્રસલેટના બન્ને ટુકડા સરખાવવામાં આવ્યા. હું તેવણનો ચઉદ વરસનો નોકર છું. તમારા બાવાજી મરણ પામ્યાછે." જોન્સે કહયું હા.

"શામાટે, મ્હારા બાવાજી એ મને એકલી રાખી? મને જોઇ નહીં"? તેણીએ પુછયું.

"જે કર્યું, તે તેવણે સારાનેજ મટે કીધું છે. જે માટે ખાતરી રાખવી"? જોન્સે જવાબ દીધો.

"મેં સ્ટેશનપર, તેવણને મલવા, ભેટવા, કોટી કરવા આશા રાખી હતી." તેમ બોલતાં તેણી રડી.

જોન્સે, ફલોરેન્સ, તથા તેણીની દાસીને ઘરમાં રાખ્યાં. પોતાના બાપનું નાંમ "સ્તેનલી હારગ્રેવ" અને તેમનો ફેજ શું થયો હતો, તથા વીમાનમાંથી પડી મુવો હોય, એમ ન્યુસ વાંચી જાણતી હોવાથી તેણી ડગી ગઈ. ત્યાર પછી તેઓને જોન્સ શા માટે રાખવા કહેતો હતો, તથા તે માટે તેને શું સત્તા હતી. તેની ખાતરી જોન્સથી મલી, જે દસ્તાવેજથી તેને સાબેત કીધું. પછી તેઓને અંદર લઇ ગયો, રાતના બનાવથી વાકેફ કીધા, તથા "હારગરેવનો" પત્તો વીગતવાર મળતો નહતો તે હકીકત કહી. "કદાપિ તે જીવતોબી હોય !" એમ ફલોરેન્સ વચ્ચે બોલી.

રડતી ફલોરેન્સને પતાવીને, સોસને મુંગી હાલ રાખી, કે "સઘળું સારૂજ થશે, તથા ધીરજ આપી કે જોન્સ ઉપર વિસવાસ રાખવોજ જોઇએ." તેવામાં ફલોરેન્સ પોતાના

બાપનો કાંઈ ફોટો શોધતી હતી, પણ તેવો ફોટો હતોજ નહી, એમ જોન્સથી જાણ્યું.

સહુવારે નોરતને ઉઠતાવાર પેપરમાં એક લાઈન વાંચવાથી, હારગ્રેવના ઘર તરફ ચાલુ મુકયું. ત્યાં જઈ જોન્સને સવાલો કીધા, પણ જોન્સે, "જે નોરતન જાણુતો હતો, તે સીવાય તે કશુ જાણુતો નથી," એમજ કહ્યું.

નોરતને, બે બાઇઓ કોણુ છે? તે માટે પુછવાથી, જવાબ મળ્યો કે "પહેલા તમારા તરફથી મને ખાતરી મળે કે". તમે હારગ્રેવની જે વીગત સાંભળો તે છાપામાં છાપશો નહી. હુ ધારૂં છું કે, મી. નોરટન તમે હારગ્રેવના દોસ્ત છેઓ ?" જોન્સે ઉમેર્યું"

"ખરેજ હું છઉં, અગર તમે મને ખબર નહી આપશો, તો હુંજ શોધી કાઢીશ, મ્હારી ખાતરી છે કે હારગ્રેવ મરી ગયો નથી, પણ થોડીજ વારમાં તેવણુને જીવતાં હું જોઈશ," નોરતને બોલવું સરૂ કીધું.

ધીરજથી સાંભળી જોન્સે કહ્યું, "કે નાની બાઈ મીસ હારગ્રેવ, અને બીજી, સ્કુલની કોઈ બાઇ છે, હવે છાપામાં, તમે આ બનાવની વાત લંબાણુથી આપતા થોભશો ? તેમ કરવાથી આ બચ્ચાની શાન્તીનો આધાર તમારી ઉપર રાખેલા ભરૂશા ઉપર છે."

પછી નોરતન, પેલી બાઇઓ સાથ વાત કરી, જોન્સ સાથ ઓરડામાં ગયો, અને ત્યાં કાંઈ ગંભીર વાત કરી, પાછો ટેક્ષીમાં બેસી હોટેલપર ગયો, અને વડા રીપોર્ટરને મળ્યો, અને કાંઈ વાત કરી છુટો પડયો.



પ્રિન્સેસ ઓલગા ઓરડામાં સુતી છે, જ્યાં બ્રેન દાખલ થયો, અને ન્યુસ દેખાડી કહ્યું કે "વીમાન મળ્યું, તથા તેના ગજવામાં પાંચ હજાર હતા, તથા હારગ્રેવ બચ્યો છે."

"કદાપી વીમાનમાંથી પડેલો હારગ્રેવ ન હોય, અને હોય તો તેવન પાસ હજારથી વધુ હોય, કદાપી આપણુને ઠાપ મળી હોય ! પણ તમે જે બાઇઓ માટે કહો છો, તેમાની એક મારી પીત્રાઇ "કેતરીના પુશર્કીનની દીકરી હશે." ઓલગા બોલી.

પણ જ્યારે બ્રેને તે માટે અચંબો દેખાડયો ! ત્યારે ઓલગાએ ખુલાશો કીધો, કે "તે જણાવવાની કાંઈ જરૂર પડી હતી નહી. પણ તમે ધારો છો કે એ બચ્ચાને હાથ કરવાથી આપણે હારગ્રેવને આપોઆપ ખોળી કાઢીશું !"

તે વીશે બ્રેન સાથ મસલત થઇ. પછી ઓલગા, હારગ્રેવની બેટી આગળ સગી તરીકેનો સંબંધ હોવાથી ગઇ, કે કાંઈ બાતમી લાવે.

ઓલગા, હારગ્રેવને ત્યાં પુગી. જોન્સે પુછયું, કે "શા માટે, તેણી ત્યાં રહેલી બાઈને જોવા માંગતી હતી." જેમાં તેણીએ સગાઇનો સંબંધ સમજાવ્યો. જોન્સ, ફ્લોરેન્સને બીજા ઓરડામાં લેવા ગયો, અને ત્યાં તેણીને સાવચેતી રાખવા કહ્યું, તેટલાંમાં ઓલગાએ ઓરડાની ઝડતિ લીધી, પણ કાંઈ મળ્યું નહી. ફ્લોરેન્સ આવી ઓલગાને ભેટી, તેટલામાં બે ડીટેકટીવ, ત્યાં આવ્યા, અને ફ્લોરેન્સને તેની સાથે પોલીસ સ્ટેશનપર જવું પડશે. કે જ્યાં તેણી કોણુ હતી, તેની બરોબર બાતમી આપે, જે સાંભળી ઓલગાએ સાથે જવા માંગ્યું. (આ એક ચોકઠુ હતું.)

હ્યાં નોરતનના આવવાથી પેલાં ઢોંગી ડીટેકટીવો પકડાઈ ગયા ત્યાં ઝપાઝપી થઇ રહી, અને બન્નેને નોરતને પોલીસને સોંપ્યાં.

## પ્રકરણ ત્રીજું.



### પરસપરની બાજી.

ઓલગાએ જોઇ લીધું કે નોરટન કવાબમાં હાડકું તરીકે નડયો. પોતાના ચોકઠામાં પાછળથી ઉભું કીધેલું બરેનનું ચોકઠું બંધ બેઠું નહી એમ ઓલગાએ ધાર્યું નોરટને પુછયું કે "મી. બ્રેન ઘણીજ ભાષાઓ જાણે છે, તથા બાહોશ મુશાફર છે, અને તેમની સાથ તમારી કયારથી ઓલખ પડી?

તેણીએ જવાબ આપ્યો કે, "મી. હારગ્રેવને તેણીએ બાર વરસની હતી ત્યારે જોયા હતા, તથા બ્રેન સાથ વરસ એકની ઓલખ હતી." પછી ફ્લોરેન્સને મલી ભેટી ચાલી ગઈ.

"પેલી બાઈ વીશે નોરટન તથા જોન્સને ખુલાસો થયો, અને છુટા પડતી વખતે એવી ગોઠવણ જોન્સે કીધી કે "દરરોજ હું સહાંજે તમારી ઓફીસમાં આવીશ. જો, તેમ કરતાં ખાડો પડયો, તો સમજી લેજો કે કાંઈ અમારા ઘરમાં ખોટું થયું છે."

નોરટન ગયો ઘરની ચોકસી જોન્સે બહુજ રાખી.

બરેન અને ઓલગા મલ્યા. ઓલગાએ બ્રેનને ઠપકો આપ્યો, કે "ડીટેકટીવનું ચોકઠું ફ્રોકટ હતું. હું સફાઇથી ફ્લોરેન્સને કુસલાવી લાવતે. નોરતનના વખતસર આવ્યાથી તે ચોકઠું ફુટી ગયું. હું ધારૂં છું કે, બ્રેન આ બધી તમારી ગણત્રી ઉંધી વાલવા ત્યાં પણ એક બાહોશ ભેજું કામ કરે છે. અને પેલા બતલર જોન્સને, હારગ્રેવે કાં? ડહાપણથીજ વિશવાસમાં લીધો છે, તે સંભાલજો?"

"પૈસા તો ઘરમાંજ છે, ૪૮ કલાક સુધી મેં તે ઘરની તપાસ રાખી છે, કાંઈ કાગળ, પત્ર, તથા ટેલીફોન થયોજ નથી, હું ધારૂં છું કે કરોડો રૂપીઆ કયાં છે તે આ છોકરી જાણતીજ હશે," બરેન બોલ્યો.

(હારગ્રેવ, જે બાઈ સાથ પરણ્યો હતો, તેણીને બ્રેન પણ ચાહતો હતો, અને તેણીને હારગ્રેવ જીટી ગયો હતો, તે માટે બ્રેન ઘણોજ ક્રોધા હતો. જોકે, બરેને, તે બાઇ પાછળથી ફસાવી દુઃખ દીધું હતું) બ્રેને છુટા પડતી વખતે જોન્સ ઉપર બહુજ ચોકસાઈ રાખવા ધારી રાખ્યું. તથા "આ કામ ખલાસ થાય યા નહી, પછી બરેન ઓલગા સાથ પરણસે," એમ કહી ગયો.



વળી નવી બાજી એવી હતી કે ઓલગા, ફ્લોરેન્સના જેવી બની, જયાં વિમાન પડયું હતું, ત્યાં દીકરી તરીકે, પોતાના બાપની બાતમી કાઢવા જાય. પણ અગાઉ, નોરતન સ્ટીમર ઓરીએન્તના કેપતનને પુગી ગયો હતો, અને તેને લાલચ આપી, જે બાતમી બીજાને આપી હતી, તે કરતાં વધુ મેલવી અને પછી, જે કોઇ પૂછવા આવે, તેને કેમ જવાબ આપવો તે સમજાવ્યું હતું. ત્યાંથી નોરતન ગરેનીસ મેનેજર આગળ ગયો, જે તેનો દોસ્ત હતો, ને તેને સમજાવ્યું, કે "જો કોઈ વીમાનની ખબર માંગે, તો તેનો ધણી કાંઇ પેકેત, પેલી તીજોરીમાં મુકી ગયો છે એમ કહેવું. (કે જે પેકેત માટે કેપતનને પણ સમજાવ્યું હતું

કે તે ઘણી વેર હાઉસમાં લઇ ગયો હતો.) બીજી ત્રીજી વાત કરી નોરતન ત્યાંથી ગયો. તથા જે ખબર મલે, તે ગરેનીસ તેને પુગાડશે એવી ખાતરી મેલવી હતી.

નોરતન કાંઈબી બહાને હારગ્રેવના ઘરમાં જતો હતો, તેના દીલમાં નવી અગની પેદા થઇ હતી, તે ફ્લોરેન્સમાટેની હતી. તેણીની સાથે વાતચીતમાં રોકાતો હતો, ફ્લોરેન્સે, નોરતનને, તેણીના બાપ માટે કાઇબી ખબર મલે તે માટે તરતજ ચેતાવવા અરજ કીધી હતી.

જોન્સ સાથે નોરતનને બલુન વીશે ખુલાશો થયો, તેમાં એવું જણાયું, કે જે બલુન આપણા છાપરા ઉપરથી ઉડયું, તેમાં જો કોઇ બે માણસ હોય, તો એક દરયાની તલેટીમાં ગયો છે, પણ કેપતનની બાતમી ઉપરથી તે "એરટ" (બલુનના માલેક)ને મલતી આવતી નથી. પછી નોરતને, બીજી બાજી રચી હતી, તે કહ્યું, તે એ કે, વહાણના કેપતન આગળ, કોણ કોણ ખબર કાઢવા જાય છે, તેની ચોકસી રાખી હતી, કે જેથી, ખનખોર કરનારની બાતમી મલે.

ફ્લોરેન્સના ધારણ કીધેલા વેશમાં ઓલગા, પેલા કેપટન પાસે ગઇ, પણ ત્યાંથી તેણીને જવાબ મળ્યો, કે "તમે જો મીસ હારગ્રેવ હોવ તો ભલે. પણ જે રીસીત, પેકેટ માટે, મેં આપી છે, તે લાવનારનેજ હું પેકેટ આપીશ." આ વાત સાંભળી ઢોંગથી રડતી ઓલગા પાછી ફરી.

ગરેનીસ સાથ નોરતનને ટેલીફોનથી વાત થતાં, જે બાઇ ગરેનીસને મલી ગઇ તેની વીગત ઉપરથી, ફ્લોરેન્સ હોવી જોઇએ એવું અનુમાન કર્યું, પણફ્લોરેન્સને ટેલીફોનથી પુછતાં, તેણી ઘરમાંજ છે એમ નોરતને જાણ્યું, હવે "દ્રિફી" વેરહાઉસ ભાંગવા કોઈ બદમાસે માણસોને કામે લગાડયા હતા, પણ તેઓ પોલીસના હાથમાં સપડાયા હતા. જોકે તેઓને ખાસ કોઇ બુરખાવાળા સખસથી રાખવામાં આવ્યા હતા, પણ શું કામ તે તેઓ જાણુતા ન હતા પોલીસે તેમની વાત માની નહિ.

"પ્રપંચના પહાડપર, હર કોઇ હાર ખાયે છે,
જયારે સતની સીમાપર સતવંત પાર જાય છે."



## પ્રકરણ ચોથું.



## બનાવટી ચીઠી.

નોરતને વેરહાઉસમાં કીધેલી તપાસ વખતે બરેન ત્યાં ભરાઈ રહયો હતો જે નોરતનનો કટટો વેરી થઇ પડયો હતો. તેણે નોરતનની કેપટનની તથા વેરહાઉસની હીલચાલ બધી તપાસી લાધી હતી. બરેન સંતાયલી જગ્યા ઉપરથી ગયો અને કપડાં બદલી, એક રેશતુરામાં દાખેલ થયો. જયાં નોરતન પણ આવિ લાગ્યો, અને બન્નેએ કાંઈ બન્યૂ નહિ હોય તેમ એક ટેબલ, આગળ બેસી હાર ગરેવ માટે વાત કીધી, જેમાં મુખ્ય વાત વેરહાઉસમાં બનેલા બનાવની હતી કે જયાં કાંઇ મતા વીમાનપરથી પડનારની રહી ગઇ હતી. જે દશહજાર કોફીની કોથલીઓ હતી એમ નોરતને, બરેનને જણાવ્યું. ગરીબ બીચારો નોરતના પછી

નોરતને કાંઇ ખાવાનું મંગાવ્યું, અને પ્રીનસેસ પેરીશ્રાફ માટે કાંઈ વાતચીત થઇ. તેણી ફ્લોરેન્સની કાકી માલમ પડી છે. તથા એક વરસની વાત ઉપર બરેનની દોસ્તીમાં તેણી જોડાઇ છે. એ પછી નોરતન છુટો પડ્યો. હવે બરેને, નોરતનને પકડી બાંધવાનો મનસુબો કીધો.

બરેને ઓલગાને મલતાનેવાર કહ્યું, "હારગરેવ જીવતો છે, પૈસાબી તેની પાસે છે, પણ તેની છોકરીને હાથ કરીશ, તો તે પોતાની મેળે ચાલતો આવશે, પણ તું કહે છે, કે મીસ ફ્લોરેન્સે પોતાના બાપને જોયો નથી, ત્યારે તો મજાહ છે, કારણ કે તેણીના બાપ જેવો કોઈને ઉભો કરવો, એ ઇલાજ ઠીક છે."

બીજે દીને રાતે ૧૧વાગે હારગરેવને ત્યાંની બતી બંધ થઇ હતી. એક ચોઠી બરેને આબાદ તેણીની બારીમાં ફેંકી ચીઠીમાં લખ્યું હતું, કે "નંબર ૭૮, ગરેવ સ્ટ્રીટમાં કાલે રાતે મળવું. કોઇને વાત જણાવવી નહિ. જો જણાવી તો મારૂં મોત થશે. લી૦ તારો પીતા. ચીઠી બરોબર બારીમાં પુગી, ને ત્યાં બતી થયેલી જોઈ. બરેનની ખાતરી થઇ કે તે ફ્લોરેન્સને મળી હશે, તથા તે વાંચતી હશે ત્યાંથી નીકળી આગળ ચાલતાં કોઇના પગલાં સમજાતાં તે ચોકી સંતાઈ ગયો. કોઇને વાત કરતા સાંભળ્યા એકને બહાર જતા જોઇ બરેન પાછળ ગયો, અને મી૦ હારગરેવ કરી બોલ્યો. પણ નામ નીકળતાંજ, પેલો આકાર ફર્યો, અને એક ફટકો લગાવ્યો તેજ સમેત બરેન ચટટો પડયો. ઉઠે, તેટલામાં કોઈ મળ્યું નહિ.

ફ્લોરેન્સે ચીઠીની મતલબ જાણી. જોન્સે તેણીને કાઇ અવાજનું કારણ પુછતાં "કશું નથી એમ ખાતરી આપી પણ નોરતન અને જોન્સના આગ્રહ છતાં, આ બાપ તરફથીજ ચીઠી આવી એમ સમજી, ભોળી ફ્લોરેન્સે તેઓને કશું કહયું નહી

બીજે દીવસે જોરટન સાથે ફ્લોરેન્સે વાતચીત કીધી, પીઆંનો વજાડયો. પણ નોરતને જોયું કે તેણીનું ધ્યાન કાંઇ બીજી બાબદપર હતું, ફરી નોરતને, યાદ આપી કે કાંઇબી હોય, પણ ઘર છોડી કદી એકલું જવું નહી.

ઠરાવેલા વખતની પા કલાક અગાઉ ફ્લોરેન્સે કાંઇ બાળ્યુ, અને બળવાનો વાસ આવે છે, એમ જોન્સને તેણીએ કહ્યું, જોન્સ તે જોવા ગયો, પણ પાછો ફરતાં ફ્લોરેન્સને દીઠી નહી. ગભરાટમાં જોયું તો બહાર, કોઈ ટેક્ષી દુર જતી દેખાઈ.

તેટલામાં ઓલગાનો ટેલીફોન સોસનને મળ્યો. પણ જોન્સે તે લઈ વાત કીધી. જેમાં ફ્લોરેન્સની ખબર પુછી, જે માટે જોન્સે કહ્યું કે હમણાજ તેણી બહાર ગઈ છે.

ફ્લોરેન્સ બાપને મળવા ઠેરવેલી જગાએ ગઇ. પણ ત્યાં જવા પછી તેણી ગભરાવા લાગી તેટલામાં એક ટેબલ આગળ કોઇને દીઠો. બાપ, તરીકે માની આગળ ગઈ. પેલાએ ફ્લોરેન્સને બગલમાં પકડી, પણ ફ્લોરેન્સને કાંઇ ઠીક લાગ્યું નહીં, તેણીની આંખ, એક ભાંગેલા કાચમાં પડી, કે જેમાંથી બુરખો પેહેરેલા ઘણાઓને જોયા. પેલાએ કહ્યું કે "દીકરી, સઘળા પૈસા લાવી આપ, મને તે સીવાય છુટકો નથી મળતો?" તેણી સઘળું પામી ગઈ, અને ઘેર જઇ પૈસા લાવવા કહ્યું પણ જવાબમાં એવું સાંભળ્યું, "કે તેણીને ત્યાં થોભવું પડશે, જ્યારે પૈસા બીજો કોઈ લેવા જશે," ઓરડો બંધ કરવામાં આવ્યો હતો, અને તેણીને લખવા ફરમાવ્યું. પણ તેણીએ તે કામ, ધારણ થયેલા બાપને કરવા કહ્યું. પેલો ચીરડાઈ ગયો, અને સખ્તાઈથી બોલ્યો, "હું તારો બાપ નથી?" "તેણીએ જવાબ આપ્યો. તે મેં જાણ્યું."

"હમો કહીએ તેમ લખવું પડશે, નહી તો તારો બાપ મરશે !" પેલાઓ માંહેલા એકે કહ્યું. પણ તેણીએ ગમે એટલી ધમકી સામે ના પાડી.

એક સીપતી કુટી. ઓરડામાં હથીયારબંધ માણસો આવ્યા. ફલોરેન્સે તેજ વેળા લેમ્પ ઉંચકી જોરથી ફેંકયું. તે તેમ થતાંજ અંધારૂ થયું. તેજ સમયે એક ખુરશી પકડી બારીમાં ફેંકી. બધા સમજ્યા કે તેણી બારોમાંથી બહાર કુદી. દોડા દોડીમાં તેણી બારણામાંથી બહાર નીકળી. તરત બારણુ બંધ કરી ચાવી ફેરવી દીધી. તેણી છુટી થઈ હતી.

"દુષ્ટની દાબમાં નિર્દોષ સપડાય છે,
પણ બચાવમાં ખુદરતનો હાથ વપરાય છે.

---

## પ્રકરણ પાંચમું.

### ઉતાવળા પગલાનું ફળ.

ફલોરેન્સની ગેર હાજરીથી બટલર જોન્સે ખોળ કીધી, કાંઇ ભાળ મળી નહી, દરવાજા આગળ જતાં ચીઠી મલી, તે ઉતાવળમાં ફલોરેન્સના હાથમાંથી પડી હતી. જોન્સ બહાર જતા સોસનને હથીઆર આપી ગયો," કે કોઈબી આવે, તો તે વડે મારવું! જો સાંભળ ! હું દશ વાગે પાછો નહી આવું, તો પોલીસને ખબર આપવી?"

જોન મોટોર લેવા જતા અટકયો, કે તેમ કરતાં, પેલી ટોળીવાળાઓ જોશે, તેની પાછળ કોઇ ભમતું હતું, તણે જોન્સ, દસ મીનીટમાં પાછો આવે છે કે નહીં, તેમ થોભવા વિચાર્યું, જોન્સ પાછો ફર્યો નહી.

જોન્સ બીજી મોટરમાં બેસી ૭૮ નંબર પ્રમાણે હંકારી ગયો.

જોન્સનું બચાવમાં જવું, અને ફલોરેન્સનું ત્યાંથી નીકળવું.

બન્ને મળ્યા અને ટેક્ષીમાં બેસી ઘરે ફર્યા. પોતાની ઉપર બનેલી વાત ફલોરેન્સે કહી, પછી ફરીને જોન્સની માફી માંગી "કે તમુને મેં નહી કહ્યું" માટે જોન્સ મને માફ કરજો ! જોન્સ કાંઇ બોલ્યો નહીં ને બન્ને ઘેરે આવ્યા.

પેલી બાજુ, બરેન પોતાની હાર, ઓલગા આગળ કબુલ કરતો હતો. હમે સાત જણા છતાં થાપ આપી ફલોરેન્સ છટકી એમ છતાં વળી બીજી બાજી માંડી, ન્યુસમાં લખાણ મોકલાવ્યું કે "જેમાં ફલોરેન્સને જગ્યા બદલવા આગ્રહ થયો હતો, લખનાર "સ. હા." જે ફલોરેન્સે જોઇ જોન્સને વંચાવ્યું હતું અને વાતચીતમાં ફલોરેન્સે પોતાનો બાપ જીવતો હતો કે નહીં, તે જોન્સને પુછતાં કશો જવાબ મળ્યો નહીં.

જોન્સે, ફલોરેન્સને છાપાનો ખબર સઘળાને વંચાવવા કહ્યું અને ઉમેર્યું કે "તમારો બાપ, એવી ખબર આપેજ નહી, તથા એ કોઈ ચોકઠું હશે !"

તે રાતે બ્લેક હનદરેદની મીટીંગ મલી, જોન્સનો ચહેરો કેવો હતો, તેની ત્યાં વાત થઈ, જે "વરૂને" બરોબર નિશાણી આપી ઓલખાવ્યો, પછી વરૂને ઓરીએન્તના કેપતને રૂપીઆ કેમ મેલાવ્યા તથા કોઇને કેમ બનાવ્યો તે માટે બાતમી કહી સંભળાવી.

બીજે દીવસે ઓલગા ફ્લોરેન્સને મળવા ગઇ અને કશોબી શક નહી પડે. તેની ઓલગાએ સંભાલ રાખી હતી. પેલી અખબારમાં આવેલી ચેતવણીપણ ઓલગાને ફ્લોરેન્સે દેખાડી અને બોલી, કે "મેં ઘરમાં ઘણું શોધ્યું પણ કશો ખજાનો હાથ આવતો નથી. એ જો તે હાથ આવે તો બેન્કમાં આપી દેઉં કે તે બદલે મ્હારો બાપ મને મલે. જોકે સરકારી કાગળ્યામાં લાખો રૂપીઆ પડેલા છે, પણ તે લેવાની સત્તા મને મલી નથી" તેણી વધુ બોલી કે "તેણીપાસે થોડા પૈસા હતા, તે ખપશે પછી તેણી શું કરશે, " એવી ફીકરમાં પડી. તેટલા ને.રતન ત્યાં, ફુલોના ઢગ લઇને દાખેલ થયો. ચતુર ઓલગા ચેતી ગઈ. કે "નોરતન ફ્લોરેન્સને ચાહે છે, ત્યારે કાઇ ચુકતી કરી, સદાનો તેને ફ્લોરેન્સથી છુટો કરવો, કે પીછા પટે.



જોન્સના ઘરના ચાળા, એક જણુ સામેના ઘરથી લેતું હતું, તે જોન્સ જાણતો હતો. જ્યારે જોન્સ એકલો હતો, કે ઓરડામાં ગયો, ગલીચો ખસેડયો ફાલકુ ઉઘાડયું, એક બાકસ ઉંચકયો, તે ઉપર "સ્તેનલી હારગ્રેવ" નામ હતું. જે લઇ તે ઘરથી બહાર પડયો.

કોઈએ આવી જોન્સને મળવા માંગ્યું, પણ સોસને, દરવાજા આગળ જઇ, તે અંદર આવે તે અગાઉ બારણું બંધ કીધું. તે માણસ ફ્લેતન હતો, તેને જોન્સસને બાકસ લઇ જતાં બીજી બાજુથી દીઠો. તે તેની પાછળ દોડયો. પણ કોઇની અઠડી પડતાં, પોતાનો મલતીઓ દીઠો, બન્નેએ, જોન્સ, કે જે કરડો રૂપીઆનો બાકસ લઈ નહાસતો હતો, તેની પુંઠ પકડી.

જોન્સે મોટર બોત લીધી, પાછળથી પેલાઓએ પુંઠ પકડી ઘણુજ નજદીક આવતાં રીવોલ્વરનો બાર ધમકી માટે કીધો, ને જોન્સને ઉભા રહેવા કહ્યું, જોન્સે ફરીનુ જોયું ને, એક બાકસ પાણીમાં નાખી દીધો, અને મોટરની વલણુ તેમની સામે લઈને, તેઓની મોટર બોટને આગ લગાડી. ખુશાલ પોતાને ઘેર જોન્સ ગયો.

ખોદે બીજા માટે, પણ પડે છે પોતે,<br>
શાને, પૈશા ખાતેર, સૌ આવે છે ટોટે !<br>
ને મહેનત કરવી, પણ મફ્ત પચાવવું દામ,<br>
એવી રીતે ખાવાને કયાંથી આવે છે હામ.



## પ્રકરણ ૬ ઠું.



### "પાર્ટીનું પોગળ."

બેનને જોન્સથી કેમ હાર મલી, જોન્સે મોટર કેમ સલગાવી દીધી તથા બાકસ કેમ નાખ્યો, તે વર્ણન ઓલગાને તે કહેવા લાગ્યો.

"હું ધારૂં છું" કે જોન્સ ઘણોજ ચાલાક છે, વખતે બાકસ નાખવાનો ઢોંગ હોય, વખતે બીજો ખાલી નાખો દઇ મને બનાવ્યો હોય ! એમ સાંભળતા, ઓલગા ઉઠી બેનને બારી આગળ લઇ ગઈ, કોઈ આકાર બતાવ્યો, કે જે આકાર

દરરોજ ત્યાં દેખાતો હતો. તે કદાચ બ્રેનની હીલચાલ તપાસતો હોય ! તેઓ તે તરફ જોતાંજ પેલો આકાર પસાર થયો.

બ્રેનને આ આકાર કોણ હતો, તે જાણવાનું હતું. પછી તે સીગાર પીવા મંડયો. અને બોલ્યો, "ઓલગા કોઇબી રીતે ફ્લોરેન્સને હાથ કરવી જોઇએ," ત્યારપછી મસલત કરી તે કલબમાં જવા નિકળ્યો.

ꕥ ꕥ ꕥ ꕥ ꕥ ꕥ

મેનેજીંગ ઓડીટરને, નોરતન વીશે પુછતાં માલુમ પડયું, કે "તેવણ તો દુશમનોની છાવણી તરફ ગયો છે."

હારગ્રેવની વાત માલમ પડી કે, કોઈ વીલ, કાંઇ કોપી, કાંઇ ફોતો, કશુબી હાથ લાગ્યુ કે? હું ધારૂં છું કે, નોરતન ઘણું જાણે છે.' એમ વડા અધિપતિએ પુછયું.

તેને જવાબ મળ્યો કે "નોરટન તે કામનીજ શોધમાં છે," તેટલામાં નોરતન આવ્યો અને જે કામ હતું તે કરી પાછો નિકલ્યો. જેવો તે બહાર નીકલ્યો કે કોઇ તેને ભેટયૂં, જેની સાથે મોટરમાં ગયો અને બીજી સહુવારે નોરતને બેંકમાં જઈ પાંચ હજાર પાઉંડ મુકયા. જે દરીઆના પાણીથી ભીજાયલા દેખાયા.

ફ્લોરેન્સને કોચીંગ પાર્ટીનું તેડું જોન્સ સાથ જવા માટે મલ્યૂં, અને બન્ને જવા તૈયાર થયા અને તેઓ તેડાં પ્રમાણે પાર્ટીમાં ગયા. મજાહ પડતી હતી, પણ નોરતન સીવાય ફ્લોરેન્સને ત્યાં ગમતું નહી. ગાડી દોડતી હુતી, તે ટલામાં વચ્ચે મોટર કાંઈ સમારકામ કરતી આડી આવી, નોરટનજ ત્યાં કાંઇ કામ કરતો હતો. અને ફ્લોરેન્સ સાથે મુલાકાત થતાં સલામ થઇ.

નોરતન હારગ્રેવને ત્યાં ગયો. સોસનને ખબર પુછી, તો જોન્સ પણ સાથે ગયેલો માલમ પડયો. નોરટને પણ પાછળ જવા વિચાર્યૂં. પેલી પાર્ટીમાં નોરતન પણ બટલરના વેશમાં જોન્સને મળ્યો, ને શક હોય એમ બન્નેને લાગ્યું. 'પણ ચિંતા નહી. આ જગાની મને બધી ખબર છે. અને હયાની બાઇ મારી નર્સ હતી. એમ નોરતને ખોલાશો કીધો." ત્યાંથી "મેગ"ને શોધતો નોરતન ગયો. અને મેગને મલી, રખે કાંઇ ત્યાં ભય હોય તો તેમાં ભાગ લેવા ચેતાવી પછી સઘળા ઓરડાઓ જોઈ વળ્યો.

ત્યાર પછી પાછો જોન્સને મલતાં, તેના હાથમાંથી વાઇનની ટોપલી લઈ રીવોલવર સાથે કોઇ કોઇ ઓરડામાં છુપાવા ગયો. તેણે ફ્લોરેન્સને કોઈ કાઉન્ટ સાથે હસતા બોલતા જોઈ લીધી. તે બેધ્યાન ફરતો હતો, તેટલામાં બેચાર માણસને દીઠા અને શકમંદ થયો. અને તેઓની વાતચીતમાં "ફ્લોરેન્સ" નામ તથા "ઓલ્ડ દરોઇગ" બોલ બોલતાં સાંભલ્યો. તરતજ જોન્સને મળી સાવચેતીથી બન્નેએ ઉપાય લઇ બન્ને છુપાઇ ગયાં

જયાં નોરતન છુપાયો, ત્યાંથી તેણે થોડીજ વારમાં અવાજ સાંભળ્યો, "નહી અહિજ તુને રહેવું પડશે." જવાબમાં ફ્લોરેન્સનો અવાજ મળ્યો," તેણી પુછતી હતી કે શા માટે તેણીને એમ કરવામાં આવે છે"! પછી કાંઇ અફળાયું અને ચુપ થયું થોડી વારે પાટીયું, નોરતને ખસેડયું. અને ફ્લોરેન્સને ખુરશિપર બાંધેલી દીઠી. ફ્લોરેન્સ અજબ થઇ, અને બન્ને ખુશી થઇ ભેટી પડયા, અને તરતજ

બહાર નીકળી ગયા. અને ફરી પાછા મુશકેલીમાંથી છુટાં થયા તે માટે ખુદાના શુકર કીધા.

બહાર મોટર હતી નહી, પણ જોન્સ સાથ નોરતને મળી ઘોડાઊપર ત્યાંથી ચાલતી પકડી તેટલામાં આલગાની નજર તેઓપર પડી, તેણીએ તેઓના બચાવની ખબર આપી, તેઓની પુઠ બરોનના માણુસોએ પકડી. લગભગ તેઓને પકડી પાડયા પણ જોન્સ તેઓથી છુટો પડી પાછળ રહયો.

"પેચમાં પેચ તમ પેચો કસો સાર છે?
આખેરમાં બદીની, નેકીપર હાર છે.
ભલે તું મકર યા ફરેબનો દાવ કરે !
મગર બાજી, અલ્લાહુથી ત્હારીજ વિરૂધ ફરે."



## પ્રકરણ સાતમું.

### " આગમાં લાગ. "

હારગરેવના ઘરમાં ત્રણે જણ સહીસલામત આવ્યા, અને તેઓની વાતચીત ઉપરથી એવું માલમ પડયું કે જે બનાવ ઉપર બની ગયો, તેમાં ઓલગા પણ સામેલ હોય ! એ પછી બીજી સંસારી વાતચીત કરી નોરતન ત્યાંથી નીકલ્યો.

બરેનની હાર પછી પેલી ટોલીમાં મજબુત મસલત થઇ, ને ફ્લોરેન્સને કાંઇબી કરી મોકલવા ફરી યુકતી રચાઇ તેટલામાં તેલીફોનમાં બરેનને કાંઈ વ ત થવાથી ત્યાં ઉપડી ગયો. થોડીવારમાં મોટરકારમાં તે હારગરેવના ઘેર આગળ ઉતર્યો, તેના મલતીયાથી, કોઇ ઘરમાં ગયું છે તે સાંભલી રાહ જોવા ઉભો. કોઇ બહાર આવ્યું, તેની પુઠ પકડી, બે બાર થયા તે દોડનારને ફટકો વાગ્યો તેમ ઉછળ્યો અને પડયો હોય તેમ લાગ્યું, પણ નહી ! તે મોટોરમાં ચડયો હોય, એમ જણાતા તેઓ પાછા પડયા, પણ નકામું. બરેનની ખતરી હતી કે તેને વાગ્યું છે, માટે કોઈબી હોસ્પીટલમાં હશે એમ ધારી સઘળે નામ શોધ્યાં પણ ફોકટ. વધુ ગોઠવણ કરી બરેન એક હોટલમાં ગયો અને વમાસનમાં પડયો.



હ્યાં ફ્લોરેન્સના ઘોડાવાળા સાથે કોઈને ઘોડેસ્વારી વીશે વાતચીત થઇ જે ઉપરથી ફ્લોરેન્સના રાઈડીંગ માસ્તર સાથની બાતમી મળી, કે જે હીલચાલ તપાસી તે ઉપરથી નવી યુકતી રચવા ચોકડું કર્યું હતું.



જોન્સના ઘરમાં રાત્રે રીવોલવરના અવાજની વાત ચાલી કોઇને વાગ્યું, કોઇનું લોહી ત્યાં પડેલું દેખાયું ઈત્યદી રંગ રચાયો હતો તે સાંભળી ઘાસ્તી ખાઇ ફ્લોરેન્સે ત્યાંથી, પોતાની શાળામાં જઈ છુપાવા આગ્રહ કીધો, કે જે, બીચારા જોન્સે ના પાડયો કે તેમાં વધુ ભય હતો.

પાંચ દીવસ ગયા પછી ફ્લોરેન્સ ઘોડેસ્વારીપર રાબેતા પ્રમાણે માસ્તર સાથે ગઇ, ત્યાં જતાં સામેથી તેઓનો ઘોડાવાલો, તબેલામાં આગ લાગી એમ કહેવા દોડતો આવ્યો. તબેલામાં બીચારા માસ્તરની સઘળી મતા હતી, માટે ફાલ ખાઈ તે ત્યાં દોડયો. ફ્લોરન્સ પણ ત્યાં પાછળ ગઈ. આગ લગાડવામાં આવેલી માલમ પડી.

નોરતને, સહુવારે ફ્લોરેન્સને રાઇડીંગ વખતે મલવા કાંઈ ખુદરતી વિચાર કીધો હતો અને તેમ તે જતો હતો, તેટલા આગની ખબર પડતાં, તે કાંઈ ભય ચેતી ગયો.

ફ્લોરેન્સ ખ્યાલમાં ધીમેથી જતી હતી, જે વેળા એક માણસને પડેલો રસ્તામા દીઠો તેની મદદે તેણી ઉતરી, પણ સામી છટકામાં સપડાઇ. પેલાએ દમ કીધો, તેથી તેણી મુગી મુગી, જ્યાં કહ્યું ત્યાં ચાલી, પણ પોતાનો રૂમાલ, પછી બરેસલેટ રસ્તે નાંખી, કે કોઈના જોવામાં આવવાથી તેણીની ખોલ થશે.

તેટલામાં મોતોરનો અવાજ આવ્યો, પેલાએ ફલોરન્સને કોઇ નાના ઘરમાં સંતાડી, બારણું બંધ કીધું, નોરતનન પોતાની તરફ આવતો જોયો, કારણ કે ખુલ્લી પીઠનો ઘોડો તથા નીસાની, નોરતનને રસતે આવતાં મલી હતી. બારણું ઢાંકી ઉભા રહેલા, શખસપર નોરતનને તદનજ શક ગયો.

પેલાએ બારણું ઉઘાડી એંદર દાખલ થવા ચાહ્યું પણ ફ્લોરેન્સે અંદરથી મજબુત ઢાંકી રાખ્યું ત્યારે તે નોરતનની સામે થયો, પણ નોરતનને એક ફટકારાથી તેણે ચુપ કીધો, ફ્લોરેન્સને બચાવી એક મોતોરમાં બેઠો, તેટલામાં દુશમનની મોટર આવી ચઢી, તે લગોલગ આવી ત્યારે નોરતને ફ્લોરેન્સને માથું નીચે રાખવા કહ્યું અને પોતે ફરીને એક નેમ તાકી, પેલી મોટરના પૈડાપર ગોળી લાગી મોટોર અટકી અને પછી ખુશાલીમાં બન્ને જણા પ્યારની વાતમાં મશગુલ બની હંકારી ગયા.

જયાં હાથ છે પ્રભુનો, ત્યાં બેડો પાર છે,
નારતશો ને, હરદમ, તેનો માર છે.



## પ્રકરણ આઠમું.



### "શકનું સુંક્રત."

લુટારાઓએ થોડો વખત શાંતી પકડી, પછી નોરટનપર ઘાડ આવવા લાગી કોઈવાર રસ્તે ચાલતાં મોટી તીજોરી તેના પગ આગળ આવી પડતી. કોઇવાર મોટર ગાડી સામે આવતી તેમાંથી બચતો હતો. એવા અનેક બનાવથી તની ખાતરી થઈ કે તેને નુકશાન કરવાની કોઇની ખાહેશ હતી. એકવાર કોફી જે થરમોસ સીસીમાં રાખી હતી, તેમાં દગો જોયો એકવાર સીગારના બાકસમાથી એક લઇ ફુકતાં શક ઉપજતાં તેની તપાસમાં દગો માલમ પડયો તે માટે તે સાવચેત રહયો. આ સઘળી હકીકત નોરટને જોન્સને કહી હતી પણ ફ્લોરેન્સ, કે જેણીસાથ તે ખાનગી અહદરાઈ ચુકયો હતો, તેણીને નહી જણાવ્યું. નોરતનનો પ્યાર સોસન જાણુતી હતી, નોરતનને જોન્સ તરફથી થોડા દીવસ બહાર નહી નીકલવાની મનાઈ થઇ હતી.

બરેન ઓલગા સાથ ફરી મળેલી હારની વાત કરતો હતો. પેલો આકાર તેઓના ઘર આગળ હાલ દેખાતો નહી, તેથી બરેને અનુમાન કીધું કે જેને ગોળી લાગી હતી તેજ તે આકાર હતો અને કદાચ તે પીડા પતી ગઇ હશેજ. હયાં તેઓ બીજો પલાન કરી છુટા પડયાં.

ઓલગા ફ્લોરેન્સને ત્યાં પાછી ગઈ, નાજ નખરા કરી, તેણીએ ફ્લોરેન્સ તથા સોસનને નાટકમાં જવા તેડું કીધું જે તેડાની વાત ફ્લોરેન્સે તેણીના જવા પછી જોન્સને કહી જે માટે તેણે જવાની હા પાડી તથા તેઓ વચ્ચે તેણીની મરજી પ્રમાણેના લગનની વાત થઇ તેમાં જીમ, કે જે નોરતનનું નામ હતું, તેને ચાહતી હતી, તે માટે ઈસારો કર્યો હતો. "હાલમાં એવા વીચાર ન કરવા," ફ્લોરેન્સને જોન્સે આગ્રહ કીધો, પણ તેણીએ ત માન્યું નહી.

સોસન અને ફ્લોરેન્સ નાટકમાં જવા નીકલ્યા અને તેઓ ત્યાં જાય, તેની આગમજ, ઓલગાએ તાર કરવાથી, નોરતન ત્યાં આવ્યો હતો.

નોરતન ઓલગા સાથે વાત કરતાં ઉઠતાં, ઓલગા તેના હાથમાં એવી સફાઇથી પડી ગઇ, કે તેજ વખતે ફ્લોરેન્સનું ત્યાં આવવું થયું. તેણીની નજરે પડેલો બનાવ તેણીના શક માટે પુરતો હતો. ફ્લોરેન્સ, ત્યાંથી ચાલી ગઇ, ઘર ગઈ અને વીતી સાથે નોરતનપર ચીઠી લખી તે પાછી મોકલી આપી.

ગભરાયલો નોરટન ઘેર દોડી આવ્યો, જોન્સના સમજાવવા છતાં ફ્લોરેન્સે સાફ ના પાડી કે મારે નોરતનને મળવાની જરૂર નથી.

ઓલગાના કાવતરાથી આ બન્ને માહીતગાર હતાજ નહી પણ શકનું ઝેર ફ્લોરેન્સને ઉતર્યું.

"શક, ત્યાં સરદાર છે, જ્યાં કાન છે કાચો,
શક, ના પાયે દાર છે, જ્યાં ઇમાન છે સાચો!"



## પ્રકરણ નવમું.



## અંધારામાં ભુસકો.

ઉંપલા બનાવથી જોન્સ કાંઈ ખુશીજ હતો, કારણકે હાલમાં પ્યારની વાત ઉપર ધ્યાન આપવા જેવું હતું નહી. પેલી ગમ નોરતન ઉદાસ ફરતો હતો, તેની પણ તેના વડાઓથી નોંધ લેવાતી હતી. ધીમેથી નોરતન વીચાર કરતાં, એમ સમજવા લાગ્યો કે ઓલગાએ કાંઇ ખાસ કરતુક કીધા છે, કારણકે હાલમાં તેને કોઈબી રીતે અગાઉ માફક કાંઇ રસતે વાતે હેરાન કરતુજ નહતું. એવા ખ્યાલમાં જોન્સનો ટેલીફોન આવ્યો, જેમાં એવો ખોલાસો તેઓને માલમ પડયો કે તેઓના નામના ઓથા તળે તેઓને આ અગાઉ ટેલીફોન થયો હતો. ફ્લોરેન્સની ખબર પુછતાં નીરાશીનાજ જવાબ મળ્યા. તે બારી આગળ ઉભો હતો, તેટલામાં તેને કોઈએ બોલાવ્યો, ત્યાં ગયો. જોલીમાં નાખેલા શખસને મળ્યો, અને તેની સાથ ટેક્ષીમાં બેસીને ગયો "ઓટ" વાલા વીમાનીની જગ્યા ઉપર ગયા, ત્યાંથી નોરતનને કાંઇ નોટના ટુકડા આપી, પેલા માણસથી રજા

લીધી. અને નોરતન હારગરેવની બારી આગળથી પોતાના પ્યારને યાદ કરતો પસાર થયો. તે એટલો બે ખબર ચાલતો હતો, કે એક પોલીસમેનથી, તેને કાંઇ ભયમાંથી ફરી બચાવી લેવામાં આવ્યો.

❀ ❀ ❀ ❀ ❀ ❀

હવે બ્રેને કોઇ દાકટરને બોલાવ્યો હતો, તે આવવાથી સાથે બહાર નીકલ્યો. અને પાછુ કાંઇ ચોકઠું માંડયું. જેમાં ફલોરેન્સ અને સોસન ઉપર તવાઈ હતી.

❀ ❀ ❀ ❀ ❀ ❀

તેઓ બન્ને દુકાને ખરીદીપર ગયા હતા, તેમ કરતાં ફલોરેન્સ સોસન છુટા થયા હતા, હવે છુટી પડેલી ફલોરેન્સ એકલી મોટર આગળ ગઇ, જ્યાં પ્રપંચી "વેડ" કુટું બની, એક બાઇ, તથા શખસ ઉભા હતા, તેઓ ઘસડીને ફલોરેન્સને મોટરમાં નાખી. આસપાસ પુછવાથી તેઓએ ઘણીજ ગંભીરાઈથી બીચારી ફલોરેન્સના મેડનસની ખબર આપી, તથા પાસે સરટીફીકેટ હતી, તે દેખાડી. આ સરટીફીકેટ, પેલા દાકટર પાસેથી બરેને મેલવી હતી. (હયાં એવો કાયદો હતો, કે બે ડોકટરની સહી સાથની સરટીફીકેટ, એક માણસને દેવાનાશાળામાં, મોકલવા પુરતીહતી)

સોસન ઘેર ગઈ, અને જયારે મોટોર સોફર, ત્યાં પુગ્યો ત્યારે તેણીને રડતી દીઠી, તથા ઓલગા સધીઆરો આપતી હતી.

જોન્સે ખોળ કીધી, નોરતન ત્યાં આવી લાગ્યો, એમ તેમ તારો થયા, અને જોન્સને ખબર મળી કે તેઓ દરીયામાં છે, અને જ્યાં સુધી ત્યાં છે, ત્યાં સુધી આપણને તેઓને બચાવવાની આશા છે.

ફલોરેન્સ "જયોર્જ વોશીંગતનપર" હતી, તેણીને મેડ ઠેરવવાથી સઘળા તેણીની દયા કરતા હતા. વાયરલેસ ટેલીગ્રાફ સ્ટેશનમાં કાંઇ બીગાડ થવાથી સંદેશામાં ખલલ થઈ હતી. પણ આખરે નોરટનને "જયોર્જ વોશીંગટનપરથી, એવો સંદસો મળ્યો હતો, કે તેણીએ પાણીમાં નખાવી દીધું, અને મલી નથી, જેથી તેણી મુઈ હોય એમ ધારવામાં આવ્યું."



## પ્રકરણ દસમું.

### "ખાડો ખોડે તે પડે."

ફલોરેન્સે ડુબતા અટકાવનારી એક રીંગ સાથે પાણીમાં નખાવ્યુ, અને પડતાં તેણીના માથામાં લાગ્યું છતાં હીમ્મત રાખી તેણીએ ઘસડતાં પછાડા માર્યાં હતા, અને પછી બેભાન થઇ ગઈ. તેવી હાલતમાં બીજા વહાણપરનાં લોકોએ તેણીને દીઠી અને તેઓએ, તેણીને ઘસડી ધીધી હતી. તેણીનાં સાવધ થતાં, તેણીને તાવની બીમારી માલમ પડી. ઘણા દીવસ સુધી તેણીએ ખાધુ ન ખાધુ કરી વખત કાઢયો. પછી તેણીને કીનારે ઉતારી, સંભાળથી જતન લેવામાં આવી, અને ડોકટરથી તપાસ કરવાતાં તેણીના માથામાં લાગવાથી તેણીની મગજની શકતી મંદ પડી દેખાતી હતી.

તેણી એક વહાણમાંથી પડેલી એટલે છાપામાં ખબર તો હોવી જોઈએ, પણ ઘણા દીવસ પછીના છાપામાં આગલી ખબર કોઈને ત્યાં માલમ પડી નહી.

આ ગામડામાં એક અજાણ્યો શખસ આશાચેસ લેવા આવ્યો, હતો, કે જે વીમાનું કામ કરતો જણાયો, તેની સાથે ત્યાના માણસ સાથે વાત થતાં, પેલી દીવાની માલમ પડેલી ફ્લોરેન્સનો સાર આ માણસ જાણતો થયો. એ કોઈ નહી પણ "વરૂન" હતો. બીજે દીવસે, વરૂન, તરવાની મોજ મારતાં આકરૂ આવત્તા ડુબતો હતો. ફ્લોરેન્સ તે પેલા કીનારાપર હતી, અને તેણીએ, "વરૂન" ને બચાવ્યો, પણ તેણી પોતાની હાલની સ્થિતિમાં તેને ઓળખી નહી શકી. પોતે બચ્યો અને આભારના બદલે ભીત્તરમાં, તેણે કપટ રાખી, તેણીને ઘેરવાની તજવીજમાં પડયો.

તાર, પર તાર થયા અને "વરૂન" ની પાછળ પડતાં પોતેજ સપડાઇ ગયો, અને ત્રેપ ઉપરથી "વરૂને" સાબેત તેને એક ઓરડામાં સપડાવ્યો. ત્યાં જઈ જોતાં નોરતન બેભાન દેખાયો, અને તેટલામાંજ તેને બાંધી દીધો. અને એવી હાલતમાં નોરતનને તુટકપર ચઢાવી દીધો. જ્યાં, તે સાવધ થઇ જુવે છે, તો, ખરેજ જુદાજ લેબાસમાં, તેણે પોતાને સપડાયલો દીઠો. તથા તેને રાખવા માંગ્યો, ત્યાં રહયો. આ સઘળુ નવેસરથી બનતું હતું તે માટે તેને ફ્લોરેન્સ જીવતી હોય એમજ આશા હતી.

બ્રેન, ફ્લોરેન્સનો બાપ થઇ, તેણીની પાસે ગયો. પણ તેને જોતાંજ પોતાના રખેવાળ આગળ ગભરાઈને જતી હતી. રખેવાળે સમજાવી કે તે તેણીનો બાપ હતો. પણ ફોકટ આ રખેવાળે, પેલાને બરોબર સાબેતી વગર ફ્લોરેન્સનો હવાલો આપ્યો નહી.

બીજે દીવસે પેલો રખેવાળ પોતાની બોટના કામમાં રોકાયો હતો, તેટલામાં ફ્લોરેન્સને બ્રેન પોતાની યાટમાં ઘસડી ગયો જ્યાં તેણીને કેબીનમાં રાખવામાં આવી. પણ તેણીએ ત્યાં આગ લગાડી, અને યાટ નહી બચે તેમ હોવાથી બે ત્રણ મછવા તરતા થયા. નસીબ સંજોગે, તેઓ ઘસડાતાં. "માઇક બેનોકના જોવામાં આવ્યા. તેઓને ઉંચકી લેવામાં આવ્યા. પણ પ્રથમ નોરતને, ફ્લોરેન્સની નજરે પડતાં તેણી બુમ મારવા જાય, તેટલામાં ચુપ રહેવા કહ્યું। "કે રખે આપણને ઓળખતા હોવાથી પાછા સપડાઈ જઇએ."

બ્રેને, હજાર પૌંડની લાલચ માઈક બેનોકને આપી હતી. બ્રેન, નોરતન વીશે કશું જાણતોજ ન હતો, પણ જયારે, બેનોકે બ્રેનના કહેવા પ્રમાણે તેઓને ધારેલા ઠેકાણે ઉતારી બ્રેનનું કાંઈ ત્યાં કેબીનમાં રહી ગયું છે કે નહી, તે જોવા ગયો ત્યારે, ખુદ "બરેનનેજ" બંધાયલો દીઠો. જેથી તે ભારે અચંબામાં પડયો. અને બરેનને બદલે ફ્લોરેન્સ સાથ નોરતન પસાર થઈ ગયો હતો.

---

## પ્રકરણ અગીઆરમું.

### "સુખમાંથી દુઃખમાં."

નોરતનનો તાર જોન્સને મળ્યો કે "ફ્લોરેન્સ સલામત છે." રમુજમાં, જોન્સે, એગ્નસને ખબર કીધી, કે ફ્લોરેન્સ સલામત ઘેર આવે છે. પેલીએ ટેલીફોનમાં

ઢોંગી ખુશાલી જાહેર કીધી પણ વાંચનાર તું જાણે છે કે, તે "ખરી કે ખોટી હતી !" બરેન તરફથી પણ તેણીને, ફ્લોરેન્સ છટકી તેનો તાર મળ્યો, ગરીબ બીચારો "માઈક બે નોક" બેવકુફ બન્યો.

ત્રેનમાં નોરતન સાથે ફ્લોરેન્સ હતી, તેજ ત્રેન પકડતાં બરેનને દશ મીનીટ મોડુ થયું, ત્રેન ચાલતી વખતે નોરતને કહ્યું "ફ્લોરેન્સ, મારી પાસે કાંઇ પૈસા નથી અને કનદકતરથી આપણને હેરાનગતી મળશે, પણ ફ્લોરેન્સ પાસે ઠીક સામગ્રી હતી.

બરેનના તાર કરવાથી સામેની ગાડીમાં વરૂન અને ઓલગા ઉપડયા હતા. નોરતનની ત્રેન સામે થઇ ગઇ અને ઓલગા તેજ દબ્બામાં આવી હતી, કે જેમાં ફ્લોરેન્સ હતી. તેણીના ઢોંગ સરૂ થયા. "તમારા બતલરે તાર કીધો, મને ચેન પડયું નહીં," ઇત્યાદી વાત કરી ઓલગા, ફ્લોરેન્સને ભેટી પડી. પોતાની ઉપર વીતેલી વાત ફ્લોરેન્સે કહી સંભળાવી, વાતની અધવચમાં, તેઓ બંને ઉથલાઇ ગયા ત્રણે બેસુદ્ધ હતા. વરૂન ત્યાં સેજ ઇજા સાથે બચી ગયો, તેને ફ્લોરેન્સને ઉપાડી લીધી અને ઘસડતો લઇ ગયો, ઘણી વારે એક ગાડી મલી, પઠણ કીધી, ઘણી તકરારે તે મળી શકી. ફ્લોરેન્સને ઉંચકી અંદર મેલી, જ્યારે તેણી સાવધ થઇ, ત્યારે જાણ્યું કે મુજી વરૂનના હાથમાં તેણી આવી હતી.

નોરતન સાવધ થઈ જોય છે, તો ફ્લોરેન્સ મળે નહી, તેણે ઓલગાને મદદ આપી એક ફાર્મના ઘરમાં લાવ્યો, ત્યાં પેલો ગાડીવાળો આવ્યો અને ત્યાં ગાડી આવી કે નહી, તે પુછતાં, ત ઘરમાં જે બાઇ હતી, તેણીએ "ના" પાડી.

નોરતને પુછયું, "તે ગાડીમાં કોણ હતું ?"

"બાપ બેટી," પેલાએ જવાબ આપ્યો.

"બેટી કેવી હતી ?" નોરતને પુછયું.

નીસાની આપતાં ફ્લોરેન્સ હોય, તેમ જાણ્યું. આ સાંભળતાંજ ઓલગાને બાજુ નાંખી નોરટને ઘોરા માટે માંગણી કરી, પણ મળે તેમ હતું નહી. ઘણી મુશ્કેલીએ ઘોડો હાથ લાગ્યો, નોરતન દોડયો, પણ ગાડીમાં કોઈ ભરાઇ રહેલાઓથી ફસ્યો, તેઓએ તેને માર્યો અને એક ઝુપડામાં પુર્યો, પછી સામાસામી તકરાર થતાં તેઓએ નોરતનને રેલના પાટા સાથે બાંધવા વીચાર્યું તેટલામાં ત્યાં ફ્લોરેન્સ હતી, તેણીએ "જીમ" કરી બુમ પાડી.

"કાંઇ બીહ ના ! એઓ તો ખાલી ધમકી કરે છે." નોરતને જવાબ દીધો.

"હવે તમે જોશો !" વરૂને નોરતનના મોઢા ઉપર મારતા કહ્યું.

પછી વરૂને ફ્લોરેન્સને છોડી મુકવા કહ્યું, તે એવી શરતે કે ખજાનાનો રસ્તો દેખાડે જે માટે તેણીએ સાફ ના પાડી. પછી વરૂને ફ્લોરેન્સને બાંધી ને નોરતનને રેલ રોડપર લઇ ગયો. ઘણોવાર નીકળી ગયો પણ નોરતને કીધેલો તાર જોન્સ માટે પુરતો હતો, તે ત્યાથી ઉપડયો હતો.

ફ્લોરેન્સે ગબડી જઈ ખુરસીમાંથી છુટકો કીધો, અને બત્તીથી પોતાના હાથનો બંધ બાળી નાંખ્યો, ફક્ત તેજ એક ઉપાય હતો.

પણ તેવા ભય સમેત જોન્સ આવી લાગ્યો અને નોરતન બચતા વરૂન સીવાય બધા સપડાયા. ફ્લોરેન્સે હાથની કાંડીઓ દેખાડી, જે ઉપર ખુશાલીથી બતલરે

ચુમી લીધી. નોરતનને મુબારકબાદી આપી અને ત્રણે જણા ખુશાલ ગયાં.

હવસ હોંશના ખાડામાં શા માટે સૌ—ધાયે છે,
શાને કાજે આ જીવતરમાં ખાલી ધોકો ખાય છે.



## પ્રકરણ બારમું.

### "બારકસની મોહકાણ."

કાંડાના વહાણ ઉપર, એક "સ્તેવી બ્લોસમ" નામનો ખલાસી મોઢામાં તંબાકુનો ડુચો મારી ફરતો હતો, જેવામાં એક દાબડો તેણે લંગર નજદીક જોયો, જેમાં તેણે ઘસડાઈ આવેલો ખજાનો માન્યો. ઘચુપચુ મને, તેણે વીચાર કીધો, કે કોઇ જોયે નહી તેમ પોતાની જગ્યા ઉપર લઇ જવો અને તક મળતાં ત્યાંથી ચાલી જવું તથા બીજા હવાઈ ખ્યાલમાં રોકાયો.

રાત્રે ખાણું ખાઇ, તેના ગોઠીઆઓએ પાના રમવા બોલાવ્યો પણ તેને ના પાડી દશ વાગે, તે છુપી રીતે ગયો, અને દાબડો પોતાની જગ્યા ઉપર લાવવા ફાવ્યો.

પૈસાને લીધે, આ ભોળો સેલર, એક સપાટામાં કલાબાજ થઇ ગયો. સહવાર પડતાં પોતાની તક જોઇ, તે બાકસ લીધો, તેને ઉઘાડવા કોશેશ કીધી પણ લોખંડનો માલમ પડયો, પાછો મુકી દીધો. પોતાના કામના જવાબમાં આજે તેની વીચીત્ર વલણથી, બીજા ખલાસીઓમાં રમુજ ઉપજી.

એકાદ ખલાસી સાથે તો તેને તનપાજ પણ થઇ, અને બન્નેએ મુક્કાબાજીથી તેનો ફડચો લાવવા કોલ કીધા પણ 'સ્તેવી''એ તે અગાઉ પસાર થવાનો ઇરાદો રાખ્યો, બીજા ખલાસીઓએ મુક્કાબાજીની રમુજ મેળવવા હોંશ રાખી હતી.

જયારે વહાણ અખાતમાં આવ્યું, કે તેણે પેલો દાબડો લીધો. અને તેની ઉપર "સ્ટેનલી હારગ્રેવ" નામ દીઠું. તે બાકસ છુપાવ્યો અને ઘસારામાં ત્યાંથી ચાલી જતાં તે પેલા દુશમનનીજ સામે આવ્યો જેનું નામ દનકર હતું. બોલાચાલી શરૂ થઇ, તેપરથી મારામારી ને આખરે પરીણામ બુરૂં આવ્યું. બારકસ પાછો પાણીમાં પડયો અને સ્તેવીના ક્રોધનો પાર રહ્યો નહી તે પેલાને મારી નાંખવા તૈયાર થયો તેટલામાં કેપટન આવ્યો ને કારણ પુછયું, આખરે બન્નેને ત્યાંથી કાઢયા પણ આ જગ્યાની નીશાની દનકરે ઘણી ચોકસાઈથી લીધી હતી.

"બ્લેક હનદરેદ"થી થોડે દુર એક દારૂની દુકાનમાં "દનકર" હમેશ જતો હતો, તે ત્યાં શુ મારવા લાગ્યો, કે કોઈ પૈસાવાલો ભાગ્યે મલે, તો એક ખજાનો દેખાડી અરધે ભાગે વહેંચી લઉં. હયાં "વરૂન" સાથે મુલાકાત થઈ વાતચીત થતાં તે કામ ઉપાડી લેવા તૈયાર થઇ "વરૂન" ત્યાંથી જઈ મંડળીમાં સલાહ લીધી, તેજ વખતે છાપરા ઉપરથી એકજણ સઘળી બાતમી મેળવતું હતું.

મીટીંગ ખલાસ થતાં ઉપરથી કોઇ ઉતરી, ચાલી જઇ, જોન્સને ટેલીફોન કીધો.

પેલા એક બાકસના બે થયા, આ રીતે જોન્સ, પોતાનો ખરો દાબડો કેટલાક અઠવાડયા પછી છુપાવી શકયો હતો અને હાલમાં બીજો બાકસ બલેક હનદરેદમાં બરેન ભાંગતો હતો. હથોડા વતી તેમ કરતાં લાઈટ બુજાઇ ગઈ ખુરસી

ઉથલવવાનો અવાજ અને ફરી સલગાવે તેટલામાં બાકસ ગુમ. ખરેજ બ્લેક હન-દરેદમાં પણ કોઈ મંડળીનો દુશમન હોવો જોઇએ.

## પ્રકરણ તેરમું.

### "કાઉન્ત પેરાફનો ફેસતો"

હવે આ "બ્લેક હનદરેદ" સોસાયટીની મુખ્ય ટોળી રબીઆમાં હતી, અને હાલમાં "બ્લેક હનદરેદ" ની આખી ટોળી, પોતાના કામમાં નીશફળ નીવડતી હતી, તે માટે ત્યાંથી પ્રતીનીધી આવ્યો હતો. જે આજે બ્લેક હનદરેદમાં દાખેલ થયો. જેનું નામ "કાઉન્ટ પેરાફ હતું.

કાઉન્ત પેરાફે, બ્લેક હેનદરેદના કામની કુશળતા માટે ટીકા કીધા અને બરેને, તેને તેના બદલામાં બેવકુફ બનવવાનો વિચાર રાખ્યો. કે જેથી કાઉન્ટનો ફાંકો નરમ પડે.

ટોળીમાં એવી વાત થઇ, કે ફલોરેન્સે, પોતાના બાપને જોયોજ નથી. જે માટે કાઉન્ટે ચોકઠું સમજાવ્યું પણ બાતેનમાં તેનું ચોકઠું ઉધું મારવા બરેને વિચાર્યું. (આ સઘળાં કામ વખતે, છાપરા ઉપરથી કોઇ જોતું તથા સાંભળતું હતું) પણ ત્યાંથી કાંઇ છીકવાનો આવાજ સાંભળ્યો. જેથી સઘળાને શક આવ્યો, અને શોધવાની કોશેશ કરી, પણ ફોકટ

બીજી બપોરે ફલોરેન્સ તથા નોરતન, વાતે બેઠાં હતા. પોતાના પ્યારની, પોતાનો બાપ જીવતો છે કે મુવેલો ઇત્યાદી બાબદ ચાલતી હતી. આ વાત પછી એક અઠવાડયું પછી ઓલગા ઠીક ઠઠેરો કરી ફલોરેન્સને ત્યાં આવી. પણ તેણીને જોતાં, ફલોરેન્સે, વગર વાંચેલા કાગળો નાખી દઇ આવકાર આપ્યો. વાતચીતમાં દાસી ફલોરેન્સને સોસન માટે બોલાવવા આવી. તેણી ત્યાં ગઇ. તેટલામાં ઓલગાએ ત્યાં પડેલા પત્રોમાંથી એક, આસપાસ સાવચેતીથી જોઇ વાંચ્યું. "વહાલી દીકરી મેં તુંને જોઇ નથી. તું આઠ વાગે સમર હાઉસમાં મલજે, તારો બાપ."

ફલોરેન્સે આવતા વાર ઓલગાએ જતી વખતે, નોરતન તથા ફલોરેન્સને ડેનસીંગ પારટી માટે તેડુ કીધું. તેણીના જવા પછી ફલોરેન્સને કાગળો યાદ આવતા વાંચ્યા, જેમાં એક જે ઓલગાએ વાંચ્યું હતું તે વાંચી, કાંઇ દરકાર કીધી હતી

ઓલગા, ફલોરેન્સના સમર હાઉસમાં સફાઈથી ગઈ. તેણીજો પકડાઇ જાયે, તો તેણીને ઘણા બહાના હતા. ત્યાં જતાંજ, પેલો કાઉન્ટ આવ્યો, "વહાલી દીકરી, હવે હું ભરાતાં છુપાતાં થાકયો છું," કાઉન્ત બોલ્યો.

"બાવાજી ! હવે વધુ વાર ભરાવા છુપાવવાનું કારણ રહેશે નહી" ઓલ-ગાએ ફલોરેન્સ જેવો જવાબ વાલ્યો.

"મારો ખજાનો, મારી ઓફીસ રૂમમાં છે અને આપણને ત્યાં જવું જોઇએ." કાઉન્ત બોલ્યો.

ઓલગા મનમાં બરબડી, ગરીબ બીચારો બેવકુફ, ખરેજ ખાસ રસીઆ-માંથી, મ્હારા લીઓ (બેનને) ખસેડવા તુને મોકલ્યો !

તેણીએ પાર્ટ ઠીક ભજવ્યો, કાઉન્ટે તેણીને પકડી લીધી અને ખેંચતાણ કરી મજબુત જકડી અને એકદમ ત્યાંથી બ્લેક હુનદરેદમાં લઈ ગયો. ( આ ઉપલું કામ ઓલગાએ સેજ સાજ ઢોંગી ખેંચતાણથી કરવા દીધું. )

કાઉન્ત, બ્લેક હુનદરેદમાં આવતા બોલ્યો " લેઓ ! આ હારગ્રેવની છોકરી જોઈ લેઓ ! ઓલગાને ખુલ્લી કરતાં બીચારા કાઉન્ટનો ફેસતો સઘળાએ જોયો.

## પ્રકરણ ચૌદ .

### " નોરતનની શોધ. "

હયાં જોન્સને ફ્લોરેન્સ સાથ વાત કરતાં આપણે જોઈશું, જે ચીઠી ફ્લોરેન્સને સમર હાઉસમાં ભેટવાની મલી હતી, તે પ્રમાણે તેણી છટકુ હશે, તેમ સમજી ચાલી નહી, પણ જોન્સે તે ચીઠી તેણીને નહી દેખડવાથી ઠપકો આપ્યો અને બીજી ત્રીજી વાતચીત ઉપરથી ફ્લોરેન્સે, જોન્સને પુછયું " શું મારા બાવાજી જ્યારે મને મળશે, ત્યારે મી. નોરતન સાથે મને પરણાવવા વાંધો કાઢશે ? "

"નોરતન પ્રમાણીક તથા ભલો જવાન હોવાથી કદાચ, તેવણ ના નહી કહે." જોન્સે ઉતર આપ્યો જેથી ફ્લોરેન્સ ખુશી થઈ.

(હારગ્રેવના ઘરમાં, જે દાસી, તથા બાવરચી, તથા બાગબાન નોકરીમાં હતા, તેઓ સઘળા ડીટેકટીવ હતા.)



બ્રેનની નવી ચુકતી. તેને રાતને છેડે "સ્પાઈદર બેગસ" નામના સખસ પાસે ખોટા, બનાવટી પસા, જોન્સના ઘરમાં મુકી આવવા તાગરો રચ્યે—તે કામ બજાવતા ફાવ્યો, પણ જોન્સના ઘરથી પાછો ફરતાં, તેની પાછળ, ગોલીબાર થયો, પણ સફાઈથી છટકી ગયો.।

પોતાના કામથી ફારેગ થઈ. તે એક હોટેલમાં જઇ, છુપી પોલીસને પેલા જોન્સના ઘરમાં ખોટા સીકકા બને છે તે માટે ખબર કીધી. અને ત્યાંથી ગયો પણ તેના કમનસીબ સંજોગે, જે બલોટીંગ, તેણે વાપર્યું હતુ, તે તેના ગયા પછી નોરતનના હાથમાં આવ્યું. (નોરતન, આ હોટેલમાં હંમેશ આવતો હતો.)

બલોતીંગપરથી બધો સાર ખેંચી, નોરતન લાગલો જોન્સ પાસે ગયો, અને સમજાવ્યું તપાસ કરતાં ચોપડીના પાનામાંથી ખોટા સીક્કાનો ઠગ મળ્યો.

જોન્સે કહ્યું કે "એતો ઠીક છે, તમે સીદ્ધા ચોકીપર જાવો. અને સઘળી ખરી બાતમી આપો, જેવા હમુને ત્રણ જણાને પકડી જશે, કે પેલા લુચ્ચાઓ હયા આવશે, અને નવું ચોકઠું માંડી; તેમાં તેઓ સઘળાને આપણે પકડી શકશું."

નોરતન, ચોકીપર ગયો, વડાને મલ્યો, અને સઘળી ગોઠવણ થઈ, પણ ખુદ "સ્પાઈદર બેગે" વડાને તાર કીધો, "કે ટોળીને પકડી આપવા હું બનતું કરીશ, પણ તેના ગુનાહ માફ થાયે તો" વડાને તેમ કરવા તેલીફોનથી હા પાડી.



બ્રેને, ઓલગાને કહ્યું કે "નવા, ચોકઠાથી, તેઓને સઘળાને ઘરથી બહાર જવું પડશે." ઓલગાએ જવાબ આપ્યો, "કે તમો નભરવશ રહેશો નહી"?

"તું બીહ ના ઓલગા, હવે આપણુને ધાસતી નથી. જો, પેલા કાઉન્તને કેવો બનાવ્યો. હવે જોન્સને બધા સાથે પકડશે, ઘેરઉપર સીલ પડશે, અને આપણું કામ થઇ જશે." બરેને ખુલાસો કર્યો

"પણુ તમારી બરેગસ સ્પાઇદિર ઉપર ખાતરી છે કે"? ઓલગાએ શક બતલાવ્યો

     

કામ ઘણુંજ સફાઈથી સરૂં થયું. નોરતન પોતાના મદદગારો સાથે જે બુગડો, દેખાડયો હતો, ત્યાંથી વખતસર જઇ પુગ્યો. જેઓ સાથે સામી ટોળીનો "સપાઇદિર બ્રેગ્સ" પણુ હતો.

છુપી પોલીસ ઘરમાં આવી. જોન્સને મલી, સઘળી ખોલ કીધી. પૈસા, ખોટા બનાવટી પૈસા મળ્યા. (આ સઘળું ચોકઠું છતાં, પેલા મુજીઓને આંજવા સઘળું ઢોંગ રૂપ કરવું પડતું હતું) રટઝીક થઈ. પણુ આખરે સઘળો મામલો, ટોળીદારની, ખુલ્લી નજર સામે પોલીસ રૂપ સ્ટેશન ચડયો યાને, જોન્સ તથા સઘળાને પોલીસ લઈ ગઇ.

નોરટનની બાજી પ્રમાણે તે કામ કરવા સાવધ થયો, અને જે ત્રેપમાં સઘળાને ફસાવવાના હતા, ત્યાં કોઇ પડયું નહી, પણુ ત્યાંથી ન્હાસી ગયા. ઉપર બધા ધુમારામાં ગુંગળાવા લાગ્યા, નોરતને સ્પાઇદરને સરણુ થવા કહ્યું. પણુ બાજી બગડી. આગ લાગી. કશું વલ્યું નહી. આ સેતરંજની બાજી નહી હાર, કે નહી જીતમાં ઉતરી. પણુ આગ લાગવાથી બ્લેક હુનદરેદના માલના ઓરડામાં ફેરફાર થયો.



## પ્રકરણ પંદરમું.



## "ચોરની પોટલે ધુળની ધુળ."

જોન્સની જેમ એક તરફથી, પેલાઓને પકડવાની બાજી ઉંધી થઈ, તેમ બરેનની પણુ થઇ. તેના મકાનમાંથી, બુગડા મારફતે, જે શોધ બ્લેક હુનદરેદમાં કરવી હતી, તે નીશફળ નીવડી બનાવતી સીકકા જે, બરેનની ટોળી બનાવતી હતી, તે પકડાઈ નહી. અને સામું, તેઓ જોન્સની નજદીકથી, "બ્લેક હુનદરેદ" નું કામ દુર બીજા મકાનમાં લઇ ગયા.

થોડો વખત ગયા પછી, પાછી હરીફાઇ શરૂ થઈ ગઇ. એકવાર જોન્સને, ટેલીફોનપર વાત કરતા, "સર" બોલબોલતા સાંભળવાથી ફલોરેન્સે, તેને, પોતાના બાપનેજ માટે પુછયું. પણુ જોન્સે ખુલાશો કીધો નહી.

જોન્સના બહાર જવાને પાંચ મીનીટ પછી, ટેલીફોન થયો, જેમાં "જોન્સ અને ફલોરેન્સને, એકદમ બોલાવ્યા હતા, કે જયાં નોરતનને ગંભીર ઇજા થઈ હતી આ સાંભળી ફલોરેન્સના હોંશ ઉડી ગયા, અને સોસનના ગમે એટલા ના કહેવા છતાં ફલોરેન્સે જવા જીદ કીધી. તેઓ બન્ને મોટારમાં ગયા, જયારે તેઓની પાછળ જાસુસ જતો હતો.

જોન્સ ઘરમાં આવી જુવે છે, તો ઘર ખાલી. બીચારો અફસોસ કરતો હતો, તેટલામાં ઘંટ વાગ્યો. અને ત્યાં જતાં એક કાગળ જડ્યું, જે ઉપર બ્લેક હુનદરેદનો છાપ હતો. જેમાં લખ્યો હતું કે "હમારો આડતીઓ એક કલાકમાં, ૧૦ લાખ રૂપીઆ લેવા આવશે. અને તે મળતાંજ ફ્લોરેન્સ છુટશે."

ફ્લોરેન્સ ફસી તો હતી, કારણકે વરૂનના સપાટામાં આવી હતી સોસનથી તેણીને છુટ્ટી પાડી હતી.

સોસન સુધ વગરની હતી, પણ, આ વખતે તેણીએ ખરેજ સાવધપણુ જાળવ્યું હતું. જે જગ્યાએ તેણીને છુટી પાડી મુકી હતી. તેની, તેણીએ નોંધ લીધી અને તેણીને ઘેરથી એટલી દુર લઇ જવામાં આવી હતી, પણ તેની દરકાર કર્યા વગર, તેણીએ ટેલીફોનથી જોન્સને ખબર કહી, કે જે વેળા નોરટન, ત્યાં પલાન કરતો હતો.

"તમે એ કામ એકલાજ કરો મો નોરતન ? કારણકે, મને મ્હારા ઘરથી ખસેડવાજ પેલાઓ ફાંફાં મારે છે." જોન્સે કહ્યું.

નોરતન ઉપડયો. અને સોસનના કહેવા પ્રમાણે તેને "કોરી" સ્ત્રીટનો રસ્તો પકડયો. વરૂન અને ફ્લોરેન્સ,તથા બીજાઓએ,આ વખતે ખુબ ચોકી રાખી હતી. અને ફ્લોરેન્સ ઘણી બીધેલી લાગતી હતી. તેટલામાં તેણીએ એક વીમાન પોતાની મોટર બરોબર દેખાયું.

વરૂને પણ તે જોયું, અને તેટલા માટે, તેઓએ રસ્તો બદલી ખાતરી કીધી, તો વીમાન પણ તેઓ સાથેજ હતું.

(જ્યારે કોરી માંહેલો આવ્યો, ત્યારે, નોરતને, કોઇ વીમાનીને વીમાન માટે અરજ કીધી, પણ તે તેને નહી આપી, વીમાની ચાલી જતાં તે વીમાન, બીજાઓને લાલચ આપી જમીનથી ચલાવવા કહ્યું. અને એકલોજ પોતે હંકારી ગયો.")

વીમાન પરથી સાદ આવ્યો, કે "ફ્લોરેન્સ પાણીમાં કુદકો માર." કારણકે બોટમાં તેણી હતી. ત્યાં તરતજ તેણીએ તેમ કર્યું. અને નોરતને તેણીને સહેલાઇથી ઉંચકી.

વખતસર, જોન્સપર લખેલા કાગળની મારફતે, પેલી ટોળીદારો માંહેલો પૈસા લેવા આવ્યો.

જોન્સે કહ્યું "કે પા કલાક ઉભા રહો !"

"નહી બનશે," પેલાએ જવાબ વાળ્યો

"પહેલા તમે ફ્લોરેન્સને લાવો, પછી પૈસા હું આપી દઉં, કારણકે હું ઘણો કંટાળી ગયો છું" જોન્સે વાતચીતમાં વખત કાઢવા લાગ્યો.

"તેમ નહી બનશે," પેલો બોલવા જાય, તેટલામાં ફ્લોરેન્સ અને નોરતન, દરવાજા ઉપર સલામત આવી મળ્યા. કે તરતજ પેલો ન્હાસી ગયો.



## પ્રકરણ સોળમું.

### " ઘરમાં ધાડ. "

જોન્સના ઘરની ડીટેકટીવ દાસીને બીજી ગમથી દસ હજારની લાલચ મળી હતી, જેણીનું કાવતરૂં શરૂં થયું.

ઘરમાં સોસન આજારી પડી, ડોકટર આવ્યો, દવા કરી, પાછી તેણીને ચેન-જપર જવા ફરમાવ્યું, તેણીએ ફલોરેન્સને કદી છોડી જવા ના પાડયું.

જોન્સે ડોકટરની બારીક તપાસ રાખી, પણ સોસનના સીકનેસમાં તેણે આપેલો જવાબ શક ભરેલા દેખાય નહી.

જોન્સે ડોકટરની બારીક તપાસ રાખી, પણ સોસનના સીકનેસમાં તેણે આ-પેલા જવાબ શકભરેલા દેખાયા નહી.

જોન્સે જબર કાઢી, તો ડોકટર માટે કશી શકની બાજી રહી નહી, પણ જોન્સ જાણતો નહી હતો કે ટેલીફોનને પણ લાલચથી થોડી વખત દુશમનોએ રાખ્યો હતો. (આ ડોકટર કોઇજ નહી પણ ફલોરેન્સને મેડ ઠેરવી હતી તેજ હતો.)

આખેર બન્ને બાઇઓ આતલાનતીક સીટીમાં ગયા, ત્યાં સોસનની તબીએત ઠીક માલમ પડી કારણ કે છુપી રીતે રોજીદું ઝેર તેણીને પીવામાં આવતું હતું તે હવા બંધ થયું.



બરેન સાથ ડોકટરને વાત થઈ. ડોકટરે કહ્યું, "મી. બરેન તમોએ કહ્યું તેમ ફલોરેન્સને મેં ત્યાં મોકલી, હવે તમે સોસનથી છુટી પાડવા કહો છો, તે હું ત્યાં જાઉં છું પછી વાત, પણ તમો જોન્સને ઘરમાંથી બહાર કાઢવા માંગો છો તો તે કંઈ મારાથી બને નહી."

"પેલી દાસી લગભગ પાંચ હજાર મેળવી ચુકી, બાકીના માંગે છે અને જોન્સના કામમાં વચ્ચે પડવા માંગતીજ નથી. તેણી કહે છે કે કે તેણીનું કામ ફલોરેન્સને ખસેડવાનું હતું," એ બરેન બોલ્યો.

"પણ તેણી જો તમુને ફસાવે તો, બરેન"? ઓલગાએ પુછયું.

"તેમ બનશેજ નહી, તેણીની નાડ મારા હાથમાં છે." બરેને જવાબ દીધો.

"પણ તેણીને માલમ પડયું કે પૈસા ઘરમાં કયાં સંતાડેલા છે?" ઓલગાએ પુછયું.

"જો માલમ પડતે, તો તેણી પોતેજ સ્વાધીન લઇ પસાર થતે!" બરેને જવાબ દીધો.

ડોકટર હયાં વચ્ચે બોલ્યો, "હું ત્યાં જાઉં છું અને મારૂં કામ બરાબર બજાવીશ" એમ કહી બરેનના કાનમાં કંઇ કહ્યું. બરેન ખુશી થયો, "પણ ડોકટર, હોટેલવાળાને નુકશાન નહી આવે તમ કરજો!" બરેને જવાબ દીધો પછી બન્ને ગયા.



નોરતન રીપોરટરનું કામ કરતો હતો, તે આપણે જાણયે છેયે, હાલમાં તેના માસતર તરફથી હારગ્રેવને લગતી આખી ચોપડી બહાર પાડવાને માટે ઉતાવળ થતી હતી અને તે વાત પુરી કરતાં હજી બીજા બે માસ વહી જશે તથા તેને નોરટને, એ હારગ્રેવની વાતને બદલે કેવી કેવી ચીંતા ભય, જોખમ ખેડયા છે, તેનું ટુંકું વર્ણન કીધું.

ફલોરેન્સ જયાં હવા ખાવા સોસનને લઇ ગઇ હતી, ત્યાં ડોકટર ગયો, અને ત્યાં તલાવત કરી ફલોરેન્સની તંદરોસ્તી માટે શક બતલાવ્યો.

"હાલમાં તમો બીજા ઓરડામાં જાવો સોસન! મારે મીસ હારગ્રેવને એકલા તપાસવાના છે" એમ કહી ડોકટરે બારણું ઉઘાડી સોસનને જવા કહ્યું.

પછી બારીકીથી ફ્લોરેન્સને તપાસી, પાછો બહાર ગયો અને સીધો સોસનના ઓરડામાં ગયો.

તેણીને કેટલાક સવાલો કીધા, તેમાં એવોબી સવાલ હતો કે તમે લોકો કદી હયાંથી કોઇને ગરીબને મદદ કરવાના કામ માટે ગયા હતા? જવાબ મલયો કે હા.

આ ઉપરથી ડાકરે હોટેલવાલાને રીપોર્ટ કીધો અને ઘણીજ સંભાળ રાખી, હાલમાં ફ્લોરેન્સને ઓરડામાં એકલી રાખી, સાવચેતીના ઇલાજ લેવા તેને કહ્યું, કારણ કે જો વાત જાહેર થાય તો બીચારા હોટેલવાળાનું મકાન બદલામ થાય કારણ કે ફ્લોરેન્સને "સીતલા" આવતા હતા.

આવી તજવીજ ચાલતી હતી તેટલામાં નોરતન ત્યાં આવી લાગ્યો તેને વાત સમજી તથા ડોકટર તેજ હતો, કે જેને "મેડ" સરટીફીકેટ ફ્લોરેન્સ માટે લખી હતી. નોરતન પામી ગયો અને સોસન સાથે ફ્લોરેન્સના ઓરડામાં દોડયો ઝપાઝપી થઇ, ઠગાઇ પકડાઇ અને નોરતનથી ફરી એકવાર, પેલા મુજીઓની બાજીને હાર મલી.



## પ્રકરણ સત્તરમું.



## નોરટન માટે છટકું.

હાલના ચોકઠામાં, નોરતનની પાછળ એક બીજો રીપોર્ટર મેલવામા આવ્યો, કે જે, તેના ખાતાંમાં નોકરી કરતો, નોરતન પર દેખરેખ રાખતો રહે, આ માણસે પોતાની દારૂથી બરબાદ કીધી હતી તેને ભાગ્યદયે નોકરી મલી ગઈ અને નોરટનની પુઠ મજબુત પકડી રાખી.

નોરતન ને "જેન હેદરસન" જેવણ અમેરીકાથી આવ્યા હતા, તેવણુની મુલાકાત માટે ઓફીસથી હુકમ થયો હતો અને તે કામ માટે નોરટનને શહેરથી બહાર જવું હતું. આજે પેલા ગ્રેગને ઠીક તક હતી, પણ નોરતન જતો હતો, તેટલામાં તેવણને જોન્સ મળ્યો, જેવણ ફ્લોરેન્સ તરફથી ચીઠી લાવ્યા હતા.

ચીઠી લેતા, નોરતને જોન્સને કહ્યું કે "તમો ફ્લોરેન્સને એકલી છોડી કેમ આવ્યા છો"

મેં પુરતી સંભાળ લીધી છે, તેની કાંઇ ચીંતા નહીં.' જોન્સે જવાબ દીધો.

ચીઠી વાંચી જેન્સને નોરતનને જવાબ દીધો કે "મારે તો આજે ઘણું રોકાવાનું છે, માટે હાલમાં ફ્લોરેન્સ આગળ આવી શકતો નથી." એમ કહી નોરતન ગયો.

નોરતનની પાછળ પડેલો ગ્રેગના ચેન ચાલા જોઇ, જોન્સને વીચાર સુજ પડયો અને ત જાસુસની દેખરેખ રાખવા ધાર્યું.

નોરતન જેમ હેનદરસનને મલવા માટે ગયો, અને તેને ત્યાં નહી દીઠો, જે ઉપરથી નોકરે તેવણ કયાં છે તેનું તે સરનામું. આપ્યું. આ જગ્યા ગ્રેનની પોતાની હતી અને આ નોરતન, ન ભરવસપણે જેન હેનદરસનને શોધતાં, જાળમાં સપડાયો.

તે ઘરમાં દાખલ થતાં તેણે જોઇ લીધું કે, તે પાછો બ્લેક હનદરેદના કાવતરાનો ભોગ થયો છે. ત્યાં જે ડરેસમાં ઉભેલો માણુસ હતો, તે બરેન હતો.

"મી. નોરતન, તમો જાણો છો કે તમો મારા હાથમાં આવ્યા છો! બરેને કહ્યું.

" એમ છે ખરૂ" નોરતને જવાબ દીધો.

ત્યાર પછી પેલાએ લાલચ દેખાડી, ધમકી આપી. પણ કાંઇ વળ્યું નહીં.

પછી નોરતન માટે દારૂ કાઢયો અને જાણે પેલો દોસ્ત હોય, તેમ નોરતનને ગણુવા લાગ્યો, હુયાં નોરતને ઘડીયાળ કાઢી જોયું પણ તેમ કરતાં ઘડીઆળમાંથી તેની પાછળ કોઈ બદમાસને દીઠો. નોરતન ચેત્યો. તેને દારૂનું ગલાસ લેતાં એકદમ ફરીને, તેના મોઢાપર ફેંકયું અને એટલી ઝડપથી બરેનને ઉથલાવી નાખ્યો, કે તેમ કરતાં તરતજ તે બારણામાંથી બહાર નીકળી ગયો.

જેન હેનદરસનથી વીગત કાંઈ છાપાને મલી નહીં અને નોરતનને જોન્સને જઈ મલ્યો, સઘળી વીગત કહી સમજાવી.

બીજે દિને ઓલગા જોન્સને ઘેર ગઈ અને તેણી હાર પડી તેની પુઠે જોન્સ પણ ગયો.

પેલીગમ નોરતનની પછવાડે પેલા ગ્રેગે ચોકસો રાખી હતી અને નોરતન સહેલાઇથી છટકી ગયો, તે જાણે તે જાણતોજ ન હોય, તેમ ઓફીસમાં કામ કરતો દેખાયો.

જેવો ગ્રેગ બહાર ગયો, કે, નોરતને તેની પાછળ ચાલુ મુકયું.

ગ્રેગે, જાણી જોઈને એક મહોલામાંથી બીજા મોહોલામાં નોરતનને રખડાવ્યો અને નોરતન થોડે દુર હતો, તે વખતે ગ્રેગને ઓલગા મલી પણ સમય સુચકતાવાપરી, ગ્રેગે, તેણીને સાવધ કીધી, અને જાણે તેણીને ઓળખતો ન હોય તેમ આગળ વધ્યો,

આ ઉપલો બનાવ નોરટનનાં જોવામાં આવ્યો નહી પણ જોન્સ જે ઓલગાની પાછળ હતો, તેણે જોયું.

ઓલગાને પડતી મુકી, જોન્સ ગ્રેગનિ પાછળ ગયો, અને થોડીજ વારમાં ગ્રેગને એક બારણામાં દાખલ થઇ બારણું બંધ કરતા તથા તેજ બારણામા તેની પાછળ નોરતનને જોયો,

નોરતનને ચેતાવી અટકાવે, તેટલામાં તે અંદર ગયો. પણ જોન્સ બહાર ઉભો રહયો અને થોડો વખત થોભી રહાગત જોવા ઇરાદો કીધો.

નોરતન ફસ્યો હતો, બ્રેન પણ ત્યાં હાજર હતો જે ઓરડામાં નોરતનને પુર્યો હતો, તે ઓરડાને નાનો મોટો કરવાની કરામત હતી. જે જ્યારે નાનો થતો ગયો, ત્યારે નોરતનના મનના ગભરાટનો પાર રહયો નહી.

વીશ મીનીટ નકળી ગઇ જોન્સ અધીરો બન્યો પડોશનાં ઘરમાં દોડયો, ત્યાંથી છાપરા ઉપરથી બીજે ઘરમાં ગયો અને ધીમેથી નીચે ઉતર્યો.

જે મશીનરીથી ઓરડાને નાનો કરવામાં યંત્ર ચાલતું હતું. તેના અવાજ પ્રમાણે જોન્સ આગળ વધ્યો અને એક ઝટકે, નોરતનની જીંદગીનો ભય જોઇ લીધો, તેણે ઝડપ કીધો અને જુસ્સાથી ધસી ગયો. બ્રેનને તેજ ખાડામાં ઉથલાવ્યો, બીજા બેને તેમજ કાંધા અને દોરડા ઉપરથી નોરતનને બચાવી લીધો,

જોન્સ ચહાતે તો તેજ યંત્રથી પેલાઓને મારતે પણ રહેમ કીધી. તેટલામાં પોલીસ આવી, પણ ફોકટ પેલાઓ બીજે રસ્તે છટકી ગયેલા હતા જે રસ્તો આ લોકને ખબર હતો નહી,

" મહેનત તો બરબાદ ગઈ સઘળાની હારે,
રંગ હવે શું જમે છે, તે જોશું આવે ત્યારે. "



## પ્રકરણ અઢારમું.



### માસ્ક ડેનસીંગ પાર્ટી યાને બુરકાની લેબાખામાં નવી બીજી.

આ શહેરમાં પ્રીનસેસ પારલોવા આવી હતી તેની એક માસ્કબોલ યાને આંખ ઉપર અંધારી સાથના પોશાકનો ડેન્સ પાર્ટી કરવાની હતી.

" ઓલગા તહાફ કામ છે, તુને પ્રીનસેસ પારલાવાને ત્યાં જવું છે" બ્રેને કહયું.

" તેમને મળવાનું શું કામ છે ? " ઓલગાએ પુછયું.

" તેવણુ (બોલ) પાર્ટી કરવાના છે, તેમાં આપણુને બે કાર્દો તેવણુથી થયેલા તેડાના જોઈએ છીય, તમે ત્યાં જાવો અને આ વીંટી તે પ્રીન્સેસને દેખાડશો તો તમુને કહિ ના પાડશે નહી" બરેને ખુલાશો કીધો.

"આટલી બધી નીશફળતા છતાં, બરેન હજુ તમો તેઓની પછવાડે લાગ્યા છો," ઓલગાયે સમજાવી કહયું પણ બરેનની જીદ આગળ કાંઇ ચાલ્યું નહીં.

ઓલગા ત્યાં ગઇ અને પ્રીન્સેસને મળી અને લંબાણ ખુલાશા પરથી આખરે ઓલગાએ જે નામનું લીસ્ટ આપ્યું તે પ્રમાણે તેણીએ સઘળાને તેડું કરવા કહયું (આ બાઈ ઉપલી ટોળીમાં મેમબર તરીકે ફસી હતી)

નોરતનની તેબલ ઉપર પોતાના નામનું પરબીડું પડયું હતું. જેમા પ્રીન્સેસ પારલોવાને ત્યાનુ તેડુ હતું. હવે વડા અધિપતિએ પોતાના ખતાની કોઈ બાઇને તે મેળાવડામા મોકલવા માંટે અનેક કોશશ કીધી હતી. પણ તે કામ થઈ શકયું હતુ નહી અને નોરતનને આઇતુ તેડુ થયલુ હોવાથી, અધિપાત સામો ખુશી થયો, કે, તેને નવી નવી નવાઇઓની ટોપ, લખાણુ માટે ઘણી ત્યાંથી મળી શકશે. પણ નોરતન એ કામ માટે નાખુશ હતો.

વિચાર કરતો નોરટન જોન્સને ઘેર ગયો તો ત્યાં પણ ફ્લોરેન્સને તેવુંજ તેડુ થયું હતું.

"કદાચ ઓલગાની તેણી દોસ્ત થતી હશે, તેથી તેણીએ ફ્લોરેન્સ સાથ તમોનેબી નોતર્યા હશે, મી. નોરટન!" જોન્સે ખુલાશો કીધો.

"પણ ત્યારે ત્યાં જવું કે નહીં ? નોરટને પુછયું.

"અલબત, તમારે જવુજ જોઇશે ! પણ તમારા દરેસની બાતમી કોઈ નહી જાણે તેમ સાવચેતી રાખજો ! બુરકાનો દરેસ છે. પણ તમારા દરેશમાં તમે છેવો એમ જાહેર થવુ ન જોઇએ" જોન્સે સમજાવ્યું.

નોરતન અને ફ્લોરેન્સ દરેસ ખરીદવા ગયા, ઘણી મહેનતે તેઓએ પસંદ કીધા, અને સરનામા પ્રમાણે મોકલવા કહ્યા, ત્યાંથી તઓ ચાહ, કાફી પીવા ગયા. તેઓ પ્યારની

વાતચીતમાં એટલા મશગુલ હતા કે તેઓની પાછળ શું બન્યુ તેની નોંધ સાચવી નહીં.

જેવા દુકાનપરથી નીકળી તેઓ ગયા, કે, કોઈ ત્યાં તે દુકાનપર ગયુ અને પોતે ડીટેકટીવ છે, તેને નામનું બકલ દેખાડી પેલાઓ પાસે દરેસ જોવા માંગ્યા. દુકાનદારે તરતજ દેખાડયા અને પેલાએ તેમાંનાજ બે દરેસ લીધા.

નોરટન અને ફ્લોરેન્સ સાથે જમ્યા, અને ત્યાંથી તેઓ પાર્ટીમાં ગયા (આ વેળા નોરતન વીચારમાં હતો. કે જોન્સને મેં અગાઉ કયાંએ પણ દીઠાં છે, તથા તે તરેહવાર જાતના દરેસમાં, અજાયબ પુરૂષ નોરટનને લાગ્યો એવા ખ્યાલમાં પડયો હતો.)

જે દરેસમાં ફ્લોરેન્સ તથા નોરટન તૈયાર થયા હતા તેવાજ દરેસમાં ઓલગા તથા બરેન પણ એક બાજુમાં હતા અને પોતાના ચોકઠાની રાહ જોતા હતા.

પેહલો ડેન્સ પુરો થયો તેટલામાં ફ્લોરેન્સ આગળ કોઇએ આવી બીજા ડેંસમાં સામેલ થવાની તેણીને અરજ કીધી, નોરતનની આનાકાની છતાં, ફ્લોરેન્સે હા પાડી.

આખરે ડેન્સ પુરો થતાં નોરતન ત્યાં આવ્યો અને ફ્લોરેન્સને લઈ ગયો. (નોરતનને બદલે બરેન હતો.)

ભોળી ફ્લોરેન્સ કંઈ સમજી નહી પણ જયારે તેણીને એક ઓરડામાં લઇ જઇ બંધ કીધી, ત્યારે ગભરાટમાં પડી.

થોડીવાર રહી બરેન તથા ઓલગા જેવોને સોફરે નોરટન ત્યાં ફ્લોરેન્સ સમજી ગયો તેઓને મોટરમાં બેસાડી જોન્સના ઘેર લઇ ગયો. મોટરમાંથી ઉતરી મોટરવાળો છાપરામાં મોટરને હંકારી ગયો અને પેલાઓ ત્યાંથી ચાલી ગયા અને બીજી મોટરમાં બેસી પેલા સોફરને બનાવી નાંખ્યો.

હવે ત્યાં ખરો નોરટન ફ્લોરેન્સને શોધવા લાગ્યો. તેણી મળી નહીં. ખબર કાઢતાં તો નોરટન અને ફ્લોરેન્સ તેઓની મોટરમાં બેસી ઘણીવારના ગયાં હતાં,

નોરતન સંકાસીલ બન્યો તે ઘેર દોડયો સોફરને પુછયુ સોફરની અજાયેબીનો પાર રહયો નહી જોન્સ દોડી આવ્યો જોન્સની આંખો બહુ ઘેરાયલી હતી વખત પુછતા બહુ થોડી રાત ગઇ છે એમ જોન્સ બોલ્યો. તેણે બે કપ કાફીના લીધા હતા અને તેમાં કંઇ કેફ હોય એમ હમણા લાગ્યુ તેના ઘરમાં કોઈ દગાખોર છે એમ ધ્યાન આવ્યું. પણ નોરતન અને જોન્સ, પાછા ત્યાં પારટીમાં ગયા, ત્યાં કાંઈ લોકોને ભય પમાડવા માટે બોંબ નાખવામાં આવ્યો હતો. પણ નાંખતા આગ સલગી હતી. અને તોફાન વધી ગયું. આવા સમયમાં જોન્સ તથા નોરતન ત્યાં આવી લાગ્યા, અને ફ્લોરેન્સને પાછી બચાવી લીધી.



## પ્રકરણ ઓગણીસમું.

### "કોરા કાગળની કહાણી."

આગમાંથી બચ્યા પછી ફ્લોરેન્સને સારી તંદુરસ્તીમાં આવતાં બહુજ વીલંબ લાગ્યો. કારણકે તેણીને સલામત બચાવતા, તેણી ઘણીજ નંખાઇ ગઇ હતી. પણ નોરટનની તેમજ જોન્સની બરદાસથી તેણી સુદ્ધીમાં આવી હતી.

નોરતન, હમેશ આવિ ફ્લોરેન્સને વખત ખુશાલીમાં પસાર કરાવતો હતો.

"વહાલા નોરતન ! શું પૈસો ઝંઝાલી નથી ?" ફ્લોરેન્સે પુછ્યું.

"હા છે, પણ સદઉપયોગ માટે, તે ખરેજ ઘણો કીમતી છે," નોરતને જવાબ દીધો.

"મ્હારા પૈસા ખાતેરજ આ દુખ આપણને વેઠવાં પડે છે, તો, તેને બદલે હું ગરીબ હોત, તો મને કાંઇ દુખ કરવામાં આવતે ?" ફ્લોરેન્સે પુછયું.

"તે ખરૂં, પણ તું વહાલી કામ કરી સખત મહેનત કરતે, તે મ્હારાથી નહી જોવાતે," નોરટનને વહાલથી જવાબ દીધો.

તેઓ પછી ફરવા ગયા. અને થોડીજ વારમાં કોઈ માણુસ ફ્લોરેન્સને દરવાજા ઉપર પુછવા આવ્યું. પેલી જાસુસ દાસીએ કહ્યું કે તેણી "રોઝ ગારડનમાં ગઈ છે." આ જવાબ મલતાં પેલું માણુસ ગયું. પણ તેટલામાં ત્યાં જોન્સ આવ્યો, અને ચાકરડીને પુછતાં જવાબ મળ્યો કે, કોઈ ફ્લોરેન્સ માટે પુછવા આવ્યું હતું, અને તેઓ રોઝ ગારડનમાં ગયા છે, એમ કહ્યું."

પેલા ન્હાસી જતાં માણુસને જોન્સે તપાસ્યું, અને પછી પેલી ચાકડીને ખુબ ઠઠરાવી. "કેમ મ્હારી કાફીમાં બે વાર કેફી વસ્તુ નાખવાનું કામ શું હતું ? તુ જાણે છે, કે આ ઘરમાં કોઇપણ જાતની જાસુસી ચાલતી નથી. સાચું બોલ તેઓએ તને શું લાલચ આપી છે ?" જોન્સે ક્રોધ લાવી ઉપલા સ્વાલો કીધા.

પેલી ચાકરડી ગભરાઈ, તથા ફસી ગયેલી જોઈ માફ માંગી સઘળો એકરાર કર્યો. અને ફરી તેમ નહી કરવા કબુલાત કીધી.



નોરતન અને ફ્લોરેન્સ ફરતાં હતા, તેટલામાં ફ્લોરેન્સની નજરે ઓલગા પડી. તેણીએ ઓલગા પાસે જવા ચાહ્યું. પણ નોરતનની નામરજી દેખાઈ, તે ઉપરથી તેણી બોલી "વહાલા નોરતન હુ કાંઈ હવે નાની બુચી નથી. મેં પણ ઘણો અનુભવ મેળવ્યો છે, અને મ્હારી જોખમદારી હું સમજુ છું." આવી ધીરજ સમજી નોરતને નાખતી કીધી.

ફ્લોરન્સ ઓલગા આગળ બેઠી. તેટલામાં, ફ્લોરેન્સને પુછતો આવેલો શખસ, તેજ રોઝ ગાર્ડનમાં આવ્યો. અને ફ્લોરેન્સની ઈધાણી માગી. તેણીને દુરથી કોઈએ બોકસમાં બેઠેલી દેખાડી.

"ફ્લોરેન્સ તમોજ કે બાનુ," પેલાએ ત્યાં જઈ પુછયું.

"હા, તે હુંજ," એમ કહેતા એક કાગળ મળ્યું, (આ કાગળ લેનાર તે ઓલગા હતી.) કાગળ આપનાર ધણી એટલુંજ બોલ્યો, કે "તમારા બાવાજીને આપજો !" અને તરતજ ચાલી ગયો. ધડકતી છાતીએ કાગળ લીધું, તેમાં તદન વગર લખેલું પત્ર હતું.

પછી તેણીના ખાસ માણુસને ઈસારતથી બોલાવ્યો, અને કહયું કે, "ગુફામાં આ કાગળ આપજે, ઘણું અગત્યનું છે. અને હારગરેવને લગતું છે." પેલો ખીદમતગાર નમ્યો. અને ત્યાંથી ચાલી ગયો, ઓલગા આ કાગળ પોતે બ્રેન પાસે લઈ જતે પણ બ્રેન ત્યાં હતો નહી. અને કોરાં કાગળને જે દવાથી તપાસી ઉપરથી નહી દેખાતી સહી બહાર કાઢવાની હતી, તે દવા, પેલા ગુફામાં હતી.

રાત્રીનો ઉપલો બનાવ બન્યો, તેની સહવારે ફ્લોરેન્સ સ્વારી લેતી હતી. તેણીની નજરે એક માણસ પડયું, કે જે એક બોકસ લઈ, ગુફામાં જતું હતું. આ માણુસનો ચહેરો જોતાં ફ્લોરેન્સને શંકા પડી. ઘોડાને તેણીએ બાંધ્યો, અને પેલા માણુસની પાછળ ગઈ,

તેણીએ તે માણુસને અંદર જતાં, તથા કાઇ, કમાન દાબતા જોયો, ધિરજથી તેણી ત્યાં ઉભી રહી, પેલો માણસ પાછો આવ્યો. અને તેની નજરે નહીં પડતી પોતે સંતાઈ રહી તેની હીલચાલ જોઇ લીધી,

પછી પોતે ગુફા આગળ ગઇ, ફાફા મારી કમાન સોધી, અને બારણુ ઉગાડતાં માંહે પેઠી ત્યાં તરેહવાર લુટાયલી મતા દીઠી, પણ કાંઇ બાતમી મળી નહિ. એક મોટી પેટી દીઠી. અને તેનું બારણું ઉઘાડયું માહે ધાર દેખાઈ, પોતે અંદર ગઈ, ઢાંકણુ બંધ કીધું. પણ તેટલામાં ત્રણ માણુસને માટે વાત કરતા આવતા દીઠા.

કાન ઘણાજ સાવધ રાખ્યા, અને ફ્લોરેન્સે એમ સાંભળ્યું, "કે આપણો વડો આવી, એ કોરાં કાગળના અક્ષરો, દવા નાંખીને કાગળપર લાવશે."

પેલું કાગળ એક માણસે ખીસામાં મુકયું. ઘણીજ ચતુરાઇથી તથા હીમતથી, ફ્લોરેન્સે તે પત્ર ખેંચી લીધું.

પેલાઓ ઘણે લાંબે વખતે ત્યાંથી ગયા. તેણીએ વીચાર્યું કે કાગળ જોન્સ, તથા નોરતન, કંઇબી કરી વાંચસે, તેવામાં તેણીને, પેલા માણસોના પાછા ફરવાના પગલા સંભળાયા. કારણકે, તેઓએ, ત્યાં બાઈ મ ણુસના બુટની એડીના પગલાં દીઠાં. તેણીને બચવા ઉપાય કંઈ હતાં નહીં, પણ એક કુવો દેખાતાં, માહે ઉતરી પડી.

પેલાઓએ અંદર આવી તપાસ કરી પણ કોઈ નહી દેખાતાં, ચાલી ગયા. જ્યારે કુવામાં ઉતરેલી ફ્લોરેન્સ, અંદરના જોસભર ધસતા પાણીમાંથી ઘસડોતી ચાલી, અને હરઘડી તેણીને ભયમાં ઘસડતાં હોય, તેમ તેણી તણાવા લાગી.



હવે બરેન, કે જે ખજાનાની શોધમાં હતો, તેણે, પેલાજ ઘસડાતા પાણીના જોસ ઉપર કોઇને તરફડીઆ મારતુ દીઠુ, અને તેને કાંઈ લાગ્યું, કે કોઇ બાઇ માણુસ ડુબતુ હતુ. (આ વખતે નોરતન કાંઇ દૈવયોગે બરેનની પાછળ લાગ્યોજ હતો.)

પેલી બાઇને બચાવતા બરેનને ખુશી પેદા થઈ, કારણકે આ તો આઇતી લુટ તેના હાથમાં આવી હતી, કારણકે તે, પેલી કુવામાં પડી ઘસડાયેલી ફ્લોરેન્સ હતી. દુરથી, પછવાડે ઉભેલા નોરતને દીઠી.

પોતાના ગજવામાંથી દારૂ કાઢી તેણીના મોઢામાં બરેને થોડો નાંખ્યો, કે તેણી સાવધ થઇ. સાવધ થતાં તેણીએ બરેને પુછયું કે, "તમારો બાપ કયાં છે?" જેના જવાબમાં, તેણીએ "તેણી કશું જાણતી નથી" એમ કહ્યું. (આજ પળે, નોરતને, મછવો ખડકને અથડાવાથી, પડતો મુકયો હતો અને તરતો તે આગળ વધતો હતો.)

"તમે સારી પેઠે જાણો છો, ફ્લોરેન્સ તથા ખજાનો પણ કયાં સંતાડેલો છે, તે પણ હવે મને કહો, નહી તો, પાછો પાણીનો હવાલો હું તમુને આપીશ." બરન બોલ્યો.

"ત્હારા જેવા દૈત્ય તરફથી મેં કસીબી દયાની વકી રાખી નથી," ફ્લોરેન્સે જવાબ દીધો.

આંચ ચઢાવી બરેન તેણીની ઉપર ધસારો લઇ જવા તૈયાર હતો, તેટલામાં પાછળથી બે હાથમાં તે સપડાયો, અને તરતજ તેઓ વચ્ચે ઝપાઝપી થઇ. તેમ કરતાં એકમેકને તરતજ ઓળખ્યા, અને ઓળખ થતાં ક્રુરતાના અંગારામાં બળી, પેલો બરેન શયેતાન સમંદરમાં આવ્યો ફ્લોરેન્સ હાડકામાં હતી અને તેણી દુર પડી હતી. તેણીએ લાકડી વતી, નોરટન તરફથી કાંઇ મદદ કરવા ચાહી, પણ કાંઈ બન્યું નહીં.

બરેન અને નોરટન વચ્ચેનો મામલો "મોત અને જીવત"નોજ હતો.

"તટલા, ત્યાં બીજી હોડી આવતાં જણાઈ, પણ નજદીક આવતા, તેમાં બરેનના દોસ્તો માલમ પડયા. ફ્લોરેન્સે, પોતાની મોટર બોટને, જેમ તેમ બને તેમ ચલાવી જોઇ, અને તેણીને તેમ કરતાં આવડયું. સીદ્ધીજ પોતાની મોટરબોટ, પેલાઓને સામે લઇ ગઈ, અને બરોબર વચ્ચેથી ટક્કર મારી, તેઓને આરીઆ કરી નાખ્યા એજ વખતે નોરતન ઉછળતો, તેણીની મોટર ઉપર ચઢી ગયો, અને સલામત ત્યાંથી તેઓ ચાલી ગયા.

"પણ તમો હ્યાં કયાંથી આવ્યા ફ્લોરેન્સ ?" નોરતને સલામત જગ્યા ઉપર આવી પુગતા પુછયું.

"જરા મને પણ ડીટેકટીવનું કામ કરવાનુ સુજ પડયું," અને તેમ બોલી તેણીએ બધી હકીકત જણાવી દીધી, તથા પેલુ કોરૂ કાગળ દેખાડયું.

"ચાલો, આપણે, આપણા જોન્સને તે બતલાવીશું." નોરતને કહ્યું.



## પ્રકરણ વીસમું.

### "બ્રેનનું નવું યંત્ર."

"આપણી અથાગ કોશેશ છતાં, આપણને હમેશ હાર મલે છે ઓલગા!" બરેન બોલ્યો.

"હા એમ છે તો ખરૂં. હું ધારૂં છું, કે હવે તે વાત પડતી મુકો તો સારૂં," ઓલગાએ કહયું.

"નોરતનને હું ભોળો સમજતો હતો, પણ મ્હારા હાથમાં એકવાર આવ્યો કે બસ, તેને પુરો કરીશ!" બ્રેન બરબડીઓ.

"પણ બરેન, તમુને પેલુ કોરૂ કાગળ મળ્યુ કે?" ઓલગાએ પુછયું.

"કોરૂ કાગળ! તે શું? હું કશું જાણતો નથી." બ્રેન બોલ્યો.

હયાં ઓલગાએ, તે કેમ મળ્યું હતુ, કેવી રીતે, મોકલાવ્યું હતું, તે સમજ પાડી.

"ના મને કોઈએ કશું આપ્યુ નથી," બરેન છેડાયો તેણે ટેલીફોન કીધો, અને સાર મેળવ્યો. આખરે, તે જાણીને અફાલજીક કરવા પડયો.

"ઓલગા, મને વાતચીત ઉપરથી ખાતરી મળી કે, હાલના પ્રપંચને ઉંધુ વાળવા ફક્ત ફ્લોરેન્સજ હતી. અને, હવેજ મને સઘળી બાબદ ખુલ્લી માલમ પડે છે, કે પાણીમાં તેણી કેમ ઘસડાતી હતી. તેણીએ કાગળ, ગજવામાંથી સેરવી લીધો અને કુવામાં નખાવી દીધુ હસે, અને પછી, ત્યાંથી તણાતી મ્હારા જોવામાં આવી. ખરેજ ફ્લોરેન્સ, અને વળી તે સાથે આવું કીમતી કાગળ, મ્હારા હાથ-

માંથી છટકે. ખરેજ, ઓલગા મ્હારૂં નસીબ મ્હારી સાથમાં નથી." એમ અફ્સોસ કરતો બ્રેન ફરતો હતો.

આ ખવીશો, હ્રયાંથી હાર ખાઇ મુંગા બેઠા નહી, પણ, વળી નવી યુક્તી રચવા તૈયાર થયા.

ફ્લોરેન્સ અને નોરતન, પેલા કાગળ ઉપર અખતરા કરતા હતા તેટલામાં ત્યાં જોન્સે આવી, શું ગુશ ગુશ ચાલતી હતી, તે પુછયું.

બીજા ઓરડામાં, સોસન જતી હતી, કોઈ ફ્લોરેન્સ માટે ચાકરડીને ફ્રુટની બાસ્કેટ ભેટ આપી ગયું. તે ટોપલી ઉંચી કરવા લઇ જતા, સોસને એક, તફડાવી કરડી કરડી ખાવા માંડયું.

ચાકરડી ટોપલી ઓરડામાં લઇ ગઈ, અને ફ્રુટ ઘણી મજાની દેખતાં ફ્લોરેન્સે એક ફળ ઉંચકી ખાવા માંગ્યું. "નહી ફ્લોરેન્સ ! એમ, નહી જણાતા માણુસ પાસેથી આવેલી ફ્રુટ ખાવી નહી. વખતે ઝેર હશે," નોરતને વચ્ચે પડતા તેણીને અટકાવી.

ખરેખર તેમજ હતું. આ ફળ, જે ખાય, તે તદન લકવાની હાલત જેવી સ્થીતીનું હઇ જાયે, એવો ઝેરી પ્રવાહ ભર્યો હતો, અને તે ચોકઠુ ઓલગા અને બરેન વચ્ચેની છેલ્લી યુક્તીનું ફળ હતું. જેનો ભોગ બીચારી સોસન, તફ્ડા ખાધેલા ફળની અસરથી થઈ પડી હતી.

ઓરડામાં બુમ સમજતા સઘળા દોડી ગયા અને સોસનને ઘણીજ દયાહીણ સ્થીતીમાં જોઈ, ચાકરડીએ કહ્યું, કે સોસને એક ફળ ખાધુ છે.

સમયસુચકતા વાપરી, ડોકટરને તુરત બોલાવ્યો, અને તપાસતાં "કોબરા" ના ઝેરનો તત્વ પીધામાં આવ્યો હોય, તેમ જાહેર કર્યું "એ બાઇ જીવસે, પણ ઘણો લાંબો વખત સુધી, લકવા જેવી હાલતમાં રહેશે, હું કહુ છુ તે હોસપીટાલમાં લઈ જાવો, અને મહારૂં બનતું કરીશ," ડોકટર બોલ્યો.

ડોકટરના જવા પછી, જીમ (નોરતન) જોન્સ પાસે ગયો, કે જે ફ્રુટની ટોપલી તપાસતો હતો. બનેલા બનાવની વાતચીત ઉપર અફસોસ કરતાં, પેલા કોરા કાગળની તપાસમાં હવે હતાં.

ગરમી લાગતાં કાગળ ઉપર અક્ષરો પ્રગટી નીકળતા હતા, જેમાં તેઓએ નીચે મુજબ વાંચ્યું, "વહાલા હારગ્રેવ, રસીયન પોલીસના વડા, હાલમાં બ્લેન્ક હોટેલમાં, હેરી સરવનના નામથી આવી વસેલા છે. બ્લેક હુનદરેહની ટોળીની તેઓ તપાસ રાખે છે, અને વાજબી બાતમી, તથા સાહદતો જો તમો પુરી પાડો તો, તેઓનો દરોરો, હું ભાજી નાખીશ."

"પણ એવી તે કેવી સાક્ષો તેવણને જોઇએ છે ?" નોરતને જોન્સને પુછયું.

"એવી કે, બ્રેન, એક લાયક શહેરી નથી, જે મળવાથી તે રશીયન અમલદાર, બ્રેનને એકદમ પુરી દેશે." જોન્સે જવાબ દીધો

ત્યારપછી, જોન્સે, તાકીદની ખબર આપી, તે અમલદારને જાતે જઇ મળવા વીચાર્યું. જતાં, તેણે ફ્લોરેન્સને સખત તાકીદ કીધી, કે કોઈબી પ્રકારે, તેણીએ જવું નહીં, તથા નોરતન, યા તેના ટેલીફોન આવે, તે ઉપર ધ્યાન આપવું નહીં.

પછી બન્ને બહાર પડયા. બન્ને પછવાડે જાસુસ ચાલતા હતા, તેઓ વચ્ચે, પેલા કાગજની પાછી બદલી થઇ હતી. આ વખતે જોન્સ ઉપર ઘણી નેગાહ રાખવામાં આવી હતી.

જોન્સ એક અમલદાર પાસે આવ્યો. બન્ને વચ્ચે વાતચીત થઇ, જેમ હારગ્રેવ, બદલે જોન્સ હતો, તેમ રસીયન વડાને બદલે, તેમનો પ્રતિનીધી હતો.

"બસ ફકત મને, બ્રેન, વરૂન, અને ઓલગાની બાતમી પુરી પાડો. પછી તેઓનું કશું વળવાનું નથી," પેલા અમલદારે કહ્યું.

"કદાચ એક અઠવાડિયું, યા દશ બાર દિવસ પણ, તેઓને સપડાવતાં વહી જાય." જોન્સે જવાબ દીધો.

"જેમ બને તેમ જલદી, થાય તો સારૂં." પેલાએ કહ્યું.

❀ ❀ ❀ ❀ ❀ ❀

નોરતન, એક દુકાને તંબાકુ લેવા ગયો, પણ અફસોસ તે દુકાનનો માલેક તેના દુશ્મનોનો મળતીઓ હતો, નોરતનને દુકાને જતાં, તેઓએ દીઠો હતો અને નોરતને, પોતાને ફસેલો જોયો, તે બારણું તપાસવા ગયો, તો, તે બંધ હતું, અને તેટલામાં બીજી બાજુથી- તેઓએ આવી, તેને પકડી લીધો.

બ્રેનને સલામ અકરામ કીધી, અને મસકરીમાં રમુજ કરવા માંડી.

પછી નોરતનના ઝાડા જોવામાં આવ્યા. સઘળે તપાસ કીધી, પણ પેલું કાગળ મળ્યું નહી. તેઓની ખાતરી હતી કે, કાગળ નોરતન પાસેજ હતો, પણ નોરતને, સફાઈથી તે કાગળમાં તંબાકુ લપેટી બીડી ફુંકી હતી. તેટલામાં તેઓ માહેલા કોઇને શક જતાં, તે બીડીનું ઠુંઠું તપાસ્યું તો, માલમ પડયુ, કે, તેજ કાગળ જે, તેઓને જરૂરનું હતું. કારણકે, ફકત તે ઉપર "ડીયર હારગ્રેવ" એટલાજ બોલ વાંચ્યા,

"એ કાગળમાં શું લખ્યું હતું તે બોલો?" બરેને પુછયું.

"અને ના કહું તો." નોરતને ટકોર કીધી.

"આ રીવોલ્વરથી તમારો આંકો લાવીશ." બરેને જવાબ દીધો.

ચપળ નોરતન આ બોલ સાંભળતાંજ સમય, અંગપર ધસ્યો, અને રીવોલવર છીનવી લઇ. સામી તેઓ ઉપર ધરી અને સલામ અકરામ કરી, સલામત બારણામાંથી બહાર પડયો.



## પ્રકરણ એકવીસમું.



### "આખરે આવતો સમય."

હવે પેલા દુશમનો, જે દેશમાં તેઓ હતા, ત્યાંની ભુમીનાજ સર્વ હક ધરાવતા સઘળા દસતાવેજો પાસે રાખતાં હતા. જેથી રસીયન સરકાર, તેઓને પકડી શકે યા નહી, તે માટે જોન્સે બાતમી મેળવવા, નોરતનને વોશીંગટન જવા કહયું.

મી. જોન્સ, પેલું કાગળ જે તમોએ મને આપ્યુ, તે જો ગુમ થયુ હોય, તો કાંઇ ચીંતા કે?" નોરતને પુછયું.

"એટલું કે દુશમનના હાથમાં ગયું હોય, તો પછી આપણી તકલીફ વધી પડે." જોન્સે ખુલાશો કર્યો.

"ના તેમ નથી, તે તો હું બીડી બનાવિ સફા કરી ગયો," જેમ કહેતાં તેની ઉપર બનેલી વાતથી જોન્સે, નોરતનને માહીતગાર કીધો. ત્યારપછી નોરતન પોતાને સોપવામાં આવેલા કામ ઉપર ઉપડી ગયો.

રસીયન અમલદાર "હેનરી સરવન" ને ટેલીફોન મળ્યો જેમાં તેને ચોક્સ થીએટરમાં ચોકસ સીટ ઉપર તેજ રાત્રે હાજરી આપવા જણાવ્યું હતુ, કે જેથી જે કામ તેવણ કરવા આવ્યા હતા, તેની વધુ બાતમી મળે. આ હીલચાલ, બરેનના જાસુસે જોઇ હતિ, પણ ચોરને પોટલે ધુલની ધુલ, તેમ તેની હીલચાલ નોરતને તપાસી હતિ, અને તેમ થવાથી, તે રાત્રે ઉપયોગી દસ્તાવેજો આપવા જોખમ ભરેલું ધારયું.

ઉપલી બાતમી બરેનને મળતાં, તે પણ તૈયાર થયો. અને રાતે પેલા દસ્તાવેજો મેળવવા કીધો. અને "જ્યાં છે તે એ સઘળાં કાગળો આપવા માટેજ છે. પણ હું આજે રાતે તે કોઈને ફાવવા દઈશ નહી," બરેન બરબડીઓ.

હુયા ઓલગાએ, બરેનને બહુજ વાર્યો, પણ તેના "ન,"ની "હા" થઈ નહિ, ત્યારે ઓલગા લાચાર બની, બરેનના સુખ, દુઃખમાં પોતાનુંજ સઘળું દુઃખ સુખ સમજી મુંગી બેઠી.

તમો સાડાઆઠે ઓપેરામાં હાજર થજો, મારે જોન્સ, નોરતન, તથા સારવન ત્રણેની ખબર લેવી છે.

❀ ❀ ❀ ❀ ❀ ❀

જોન્સ તરફથી ફલોરેન્સને ઘણીજ સાવચેત રહેવા ખબર મલી કોઇપણ હરવેશે ઘર છોડવું નહી. કારણકે, તેઓ હવે, તકલીફથા છેડા ઉપર આવ્યા હતા

ખેલ સરૂ થયો, બરેન પ્રથમ આવીને બેઠો હતો. પછી સરવન આવ્યો. તેને આવેલો જોઇ બરેન બહાર ગયો, અને સરવનના, સોફર સાથે કાંઈ ગોઠવણ કરી આવ્યો.

થોડાવાર પછી સરવન, નજદીકની બેઠક આગળ ગયો અને ત્યાના પરડામાંથી એક કાગળનું બંડલ તેણે સફાઈથી લઇ ખીસામાં સેરવી દીધું, તે બરેને જોયું. પછી સરવન બહાર નીકલ્યો, જેની પુંઠ બરેને પકડી. જેવો સરવન ગાડીમાં બેઠો કે તેને પોતાને કેદ પકડાયેલો દીઠો અને તેની પાસના કાગળો માંગવામાં આવ્યા. પણ નહી મલતા, જોર જુલમથી તે કાઢી લેવામાં આવ્યા પોતાનું કામ કાઢી લઈ, તેઓ પાછા ફરતાં હતા, તેટલા એક ગંભીર અવાજે તેઓને રોકયા અને તેની પાસના મજબુત યંત્રની ધાસતીમાં પડી, પેલા લુટારાઓ, પાછા લુટાઈ ગયા કાગળો પેલા નવા આવનારને સ્વાધિન થયા અને સરવન પણ છુટયો જેમ થતાં સરવને નોરતનનો ઉપકાર માન્યો. પણ થાવકા નોરતને, થાવકો જવાબ આપ્યો. "મીઃ સરવન મેં સઘળી જાતની આશા રાખી હતી અને તેજ ગણત્રી પ્રમાણે કામ લીધું હતું."

પછી પેલા લુચ્ચાઓને પોલીસ સ્ટેશનપર હુંકારી જવામાં આવ્યા અને તેઓને ત્યાંના વડાને સોંપી. જોન્સ, નોરતન તથા સરવન, છુટા પડયા.

## પ્રકરણ બાવીસમું.

### "છેવટનું સરવાયું."

અમેરીકન સરકારે, રસીયન અમલદારના કામમાં એવી રીતે મદદ કરવા કહી, કે, "બરેન, ઓલગા, અને વરૂનને ગુપચુપ ઉપાડી લઇ જવામાં આવે" તેવી ગોઠવણ થઈ.

ફ્લોરેન્સ, પોતાના ઓરડામાં વાંચવા બેઠી હતી તેટલામાં તેણીએ, પોતાની ચાકરડીને બોલાવી, પણ શોધ ન મળતાં તેણીએ ખોલ કીધી, તો ઘરમાં કોઈ દીસ્યુ નહી, તથા જોન્સ પણ ન હતો.

નોરતન ઓફીસમાં લખતો હતો, તેના હાથમાં હારગ્રેવની આખ્ખી વાર્તાનું બંદલ તૈયાર હતું.

"શું તેઓ પકડાયા?" નોરતનને વડાએ પુછયું

"નહી, જે વખત જાયે છે, તેમાં તેઓ સદાના સપાટામાં આવશે," નોરતને જવાબ વાલ્યો.

હાય, વડાએ બે પરબીડા કાઢયા. એક ફાડી નાખ્યું, અને બીજુ નોરતનને આપ્યું આ બે પરબીડા નોરતન સાથ વાર્તા લખવાના સંબંધના હતા. જે વાર્તા બે માસમાં નોરતન પુરી કરે, તો નોરતનની, નોકરીની જરૂર ન પડે, પણ ખલાસ કીધી માટે, તેને એક ૨૫૦૦નો ચેક તથા આખ્ખી ત્રીપ, ફરી આવવા માટે બે ટીકીટ, અને ત્રણ માસની રજા મળી હતી.

❀ ❀ ❀ ❀ ❀ ❀

અહીં નોરતનને ફ્લોરેન્સનો ટેલીફોન થયો પણ નોરતન હતો નહીં.

'ફ્લોરેન્સ એકલી હતી, તેણીને ઘરમાંથી જવા, ના પાડવામાં આવ્યું હતું. લાઇબ્રેરીમાં, કે જયાં ટેલીફોન તથા બચાવનું યંત્ર હતું, ત્યાં જઇ બેઠી. ફ્લોરેન્સના ઘર આગળ, એક માણુસ ભટકતો હતો, તેને બીજા માણસને હારગ્રેવના ઘર તરફ જતા જોયો, આ માણુસ ગુપચુપ, હારગ્રેવના ઘરમાં ગયો, એક ચાવી વતી બારણું ઉઘાડી માહે પેઠો લાઇબ્રેરીમાં આવી પહોંચ્યો, જયાં ફ્લોરેન્સ હતી.

"મને ઓળખતી નથી ફ્લોરેન્સ!" પેલા મરદે સ્વાલ કીધો.

ગંભીરાઈથી ફ્લોરેન્સ ચુપ બેઠી.

"ફ્લોરેન્સ હું ત્હારો બાપ થાઉં છું!" પેલો ફરી બોલ્યો.

ફ્લોરેન્સે જવાબને બદલે રીવોલવર પકડી.

"મને તમે માનતા નથી?" પેલાએ પાછું પુછયું.

"નહી, હું ઘણીવાર ઠગાઇ છું. તમે ઉભા રહો. મ્હારો બટલર આવશે ત્યારે વાત, તમે મ્હારા બાપ થાવો છો, તેની સહાદત શી છે?" ફ્લોરેન્સે સવાલ કીધો.

તે આગળ આવ્યો અને બોલ્યો, "ફ્લોરેન્સ હું જાણું છું કે તમો મને ગોળી મારી શકશો નહી. હા ખરેજ, તમોને એવા તેઓએ ગભરાવ્યા છે, તે તમે નહી

માનો, એ બનવા જોગ છે. વીમાન, પડ્યું ત્યારે વીમાની મરી ગયો. હું વી પાંચ હજાર પૌંડ આપનાર હું જ પોતે. ઓલગાની બારી આગળ તપાસ રાખનાર હું જ. હાથમાં ગોળી લાગી તેબી હું જ બ્લેક હનહરેદની મંડળીની સઘળી હીલચાલ રાખનાર બી હું જ. થોડાજ વખતમાં તેઓ સઘળાને પકડીને અહીં લાવશે. હું જ તમારો પીતા, ફ્લોરેન્સ!"

"નહી! નહી!! તમે જયાં ઉભા છો, ત્યાંજ ઉભા રહો!" ફ્લોરેન્સે, તેને આગળ આવતા અટકાવ્યો. તેટલા નોરતનનો ટેલીફોન થયો, ફ્લોરેન્સે વાત કીધી, પણ રીવોલ્વર પેલા ઉપર ટાંકીને રાખી.

"હું આવું ત્યાં સુધી તમે, તેને થોભાવી રાખજો!" એમ નોરતનનું ટેલીફોનમાં કહેવું હતું.

"તમે જીમ સાથે વાત કીધી, તે ઉપરથી, મને માલમ પડે છે કે જોન્સે કહ્યું તેમ, તમો રીપોર્ટર સાથે પરણવાના છેઓ?" પેલાએ પુછયું.

તેણીએ જવાબ આપ્યો નહીં.

"ત્યારે, શું મ્હારી રજા વગર, તમે તેમ કરશો?" પેલાએ પુછયું.

"હા, મને કોઇનીબી પરવાનગી જોઇતી નથી," તણી બોલી.

તેટલામાં તેણીના બારણા ખખડયા. પેલો સખશ આગળ વધ્યો, અને ગમે એટલી ખેંચતાણે, તેણીને પકડી લીધી.

"શું ત્યારે તમે મારા પીતાજી થાવો છો?" ફ્લોરેન્સ આખરે થંડી પડી.

"હા, વહાલી, પણ હવે ઝડપ કર! આ બાનુ ઉઘાડ?" પેલો બોલ્યો.

બરેન અને તેના માણુસો અહીં ધસી આવ્યા, ઓલગા પાછળથી આવી.

"હા બાપ બેટી બન્ને છે, આપણા કેવા નસીબ!" બરેન બોલી ઉઠયો.

ઝપાઝપી થઈ, અને આખેરીમાં હારગ્રેવને ખુરશી સાથ બાંધવામાં આવ્યો

"આપણે આખરે મળ્યા ખરા મી. હારગ્રેવ!" બ્રેન બોલ્યો.

હારગ્રેવે ખભાં ચઢાવ્યા, તે ફક્ત વખત ગાળવા માંગતો હતો.

"હવે બોલો, પેલો ખજાનો કયાં છે? નહી તો તમોને ભચડી નાખશું. પછી ફ્લોરેન્સને ઝટકી નાખી," પણ બ્રેનને જવાબ મળ્યો નહી.

તેટલા પરડામાં જોન્સનો ચહેરો માલમ પડતા ઓલગાએ સર્વનું ધ્યાન ખેંચ્યું. તેની પુઠે દોડયા, પણ તદતજ પરડો ખુલી ગયો. જોન્સ, જીમ (નોરતન) તથા રસીઅન અમલદાર, આખરે દજન પોલીસના માણુસ સાથે ત્યાં હતા. ચીતારાની પીછી જેવો ચીતાર થઇ ગયો.

ફકત બ્રેન છટકયો. પણ નોરતન સાવધ થતાં પુઠે દોડયો હાથો હાથ, ઝપાઝપી ચાલુ રહી.

પણ નોરતન ફાવ્યો, "મ્હારા મિત્ર તમો કાલે, તમારી વહાલી કાઉન્ટેસ ઓલગા સાથે બોલટીકની સેલગા કરશો, મ્હારી પાસે એક ગોળી રહી છે, અને જરાબી હાલસો તો, તમુને નાતવાન કરી નાંખીસ," નોરતને કહ્યું, અને પોતાના કેદીને ઘરમાં ગયો.

ઓલગાને પોલીસ પકડી ઉભી હતી, તેટલામાં તેણીએ, પોતાની સાથની [illegible]ને ઉઘાડી, કાંઈ જમીનપર નાખ્યું, ઘણોજ ખરાબ વાસ નીકળવા લાગ્યો.

બ્રેનને પકડાયેલો જોતાં ઓલગા, ઘણીજ નાસીપાસી થઈ, અને ન્હાસવા લાગી પણ ત્યાંથી કાંઈ જવાય તેમ હતુ નહી.

પાંચ મીનીટમાં વાસ નીકલી ગયો, ઓલગાને માટે તેઓને યાદ રહી નહી. જાણુ સરવન, બરેનને પોતાના કબજામાં લેવા ગયો, તેવોજ બરેન બોલ્યો. "હું અમેરીકન પ્રજા છું"

"તમારી સરટીફીકેટ, ખોટી છે, અને ખોટા સોગંદથી તમે તે મેલવી છે, અને તેવી નાશ કરવામાં આવી છે." અને સરવને જવાબ દીધો.

મી. બ્રેન ! તમારા કાળા કરતુકને જાહેરમાં તપાસ કરી સરકાર વધુ ખરચમાં જવા માંગતી નથી, અને હવે હું તમારો સ્કોટલેન્ડ યાર્ડના મી. જેડસન સાથજ મેલાપ કરાવવા માંગુછું." એમ નોરતન બોલ્યો. આથી જોન્સ ચમકયો.

જોન્સનો હાથ પોતાના હાથમાં લઇ હારગ્રેવ બોલ્યો, આજ ૧૫ વરસ થયા મ્હારૂં કામકાજ એવનને સોંપ્યું છે. અને ઘણું બાહોસીથી તે એવને પાર પાડયું છે, પછી બરેન તરફ જોઈને, મી. સરવનને કહ્યું કે, "હવે તમે આ બધંવાઓને ખુશાલ લઈ જાવો ?"

પછી ફ્લોરેન્સ, જીમ. જોન્સ અને હારગ્રેવ એકલા પડયા. જીમની પીઠઉપર હારગ્રેવ હાથ મુકી, ફ્લોરેન્સને પુછયું, "દીકરી તું શું નોરતન સાથ પરણવા ખુશી છે ?" જે માટે ફ્લોરેન્સે હાં પાડી સઘળાની ખુશાલી વચ્ચે, તેઓને હારગ્રેવની પરવાનગી મલી.

"હું ધારૂં છું કે મ્હારૂં કામ, મી. હારગ્રેવ, હવે પુરૂં થયું છે !" જોન્સે પુછયું.

"હા તેમ છે ખરૂં." હારગરેવે જવાબ દીધો.

"પણ," જોન્સ બોલવા અચકીયો.

બોલો, વહાલા જોન્સ બોલો ! હારગ્રેવે કહ્યું.

"હું તમારી સાથે એટલો બધો વહેવારમાં આવ્યો છું કે, હું ધારૂં છું કે, હમેશ તમારો બતલર થઈ રહેવું." હસતાં, ચહેરાએ જોન્સ બોલ્યો.

"હું પણ તેમજ ધારતો હતો," હારગ્રેવે ખુશ મીજાજે જવાબ આપ્યો.

અહીં નોરતન, ફ્લોરેન્સનો હાથ પકડી લઇ જતો હતો, તેટલા ફ્લોરેન્સે પુછયું, "મને કયાં લઈ જાવો છો વહાલા ?"

"દશ લાખની દોલતપર તમારો હાથ મુકવા," નોરતને જવાબ દીધો તેઓ ગયા.

બદીની હરદમ હાર છે, આખરે ઠાર છે,<br>
નેકીનો નેક અંજામ બેડો પાર છે.

## પ્રકરણ તેવીસમું

પ્રિય વાંચનાર ! હવે તું પ્રકરણ ત્હારી મેલેજ બનાવી લે ! કારણકે આ ફીલ્મના નાદર રચના ઉપરથી ચાર સવાલો ઉભા થયા છે, જેનો જવાબ ત્હારૂં ત્રેવીસમું પ્રકરણ થશે !

સ્વાલ. પહેલો " ફ્લોરેન્સને કોણ પરણશે ? "
" બીજો " ઓલગાનું શું થયું ? "
" ત્રીજો " દશ લાખનો હલ્લો ક્યાં છે ? "
" ચોથો " હારગ્રેવને ઓળખ્યો ? "

આ ચારે સવાલોના જવાબો ત્હારી છેલ્લી ચિત્ર યુક્ત રચના આપશે !

